શેઠ હીરાચંદ ખુબચંદ જૈન પુસ્તક સીરીઝ,

પુષ્પ ૧ લું.

# સુરતની જૈન ડીરેકટરી.

લેખક—

પોપટલાલ પૂંજાભાઇ પરિખ.

પ્રકાશક—

જીવણચંદ શાકરચંદ ઝવેરી.

વીર ૨૪૫૪.] વિક્રમ ૧૯૮૪ [ઇસ્વી ૧૯૨૮

મૂલ્ય ૦-૧૨-૦

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૩૮૯૫

મલવાનું ઠેકાણું
શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફન્ડ
શેઠ દેવચંદ લાલભાઈ ધર્મશાળા ગોપીપુરા–સુરત.

પ્રકાશક
જીવણચંદ સાકરચંદ ઝવેરી
૧૨૧–૧૨૩ ઝવેરી બજાર
મુંબઈ

સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા 'શંકર' પ્રીન્ટીંગ
પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

# ગુરૂસ્તુતિ.

## શિખરિણી છંદ.

( રચનાર. શાહ ભીખાભાઈ છગનલાલ, મુંબઈ )

ગુરૂરાજે આજે, નયન યુગલે, અંજન કર્યું,
જિનોકતા વાણીએ, પ્રવચન સુધા, કર્ણથી ભર્યું;
રૂડું એ આશ્ચર્ય, પ્રતિપળ સ્મરૂં છું હૃદયમાં,
સ્મરૂં હું ના શાને, સ્મરણ શરણું, દિવ્ય જગમાં.

## હરિગીત છંદ.

આનંદ સાગર ઊછળે આનંદ સાગર દર્શને,
કૂપીકાર હૃદયાનંદ ઊછળે મેઘ કેરા દર્શને;
અટવી ભયંકર ભવ ભ્રમણના ભેદને ગુરૂ ભેદતા,
ગુરૂ ચરણ શરણે ભવ્ય જીવો ત્વરિત શિવપદ ભેટતા.
જન્મી જગતમાં માનવી કંઈ કંઈ કરે છે અવનવાં,
કંઈ દ્રવ્ય યુવતિ પુત્ર માટે નૃત્ય કરતાં અવનવાં,
ગુરૂવાણી કેરી મોરલીના દીવ્ય મધુરા નાદમાં,
ક્ષણ એકપણ ડોલે યદિ, સામ્રાજ્ય ભિક્ષુક ભાગ્યમાં.
આત્મા અનાદિકાલથી ભટકે કુસંગ તરંગથી,
આનંદ, શોધ્યો કયાં મળે સત્સંગને સેવ્યો નથી;
ગુરૂ ચરણ શરણેની હૃદય આનંદની ઇચ્છા યદિ,
આનંદ—સાગર સદ્‌ગુરૂ આનંદ સાંપડશે તદિ.

# અર્પણ.

## હરિગીત છંદ.

આગમોદ્ધારક સૂરિશ્રી સાગરાનંદ ચરણુમાં,
મહાવીર-શાસન-ગગન-રવિ, સાહિત્ય સાક્ષર ચરણુમાં,
વાદી ગજ મદ ભંજને વીર કેશરી સૂરિ ચરણુમાં,
વંદના સહ, નમ્ર ભાવે, ગ્રંથ અર્પણુ ચરણુમાં. ૧
ભારંડવત્ અપ્રમત્ત જીવન સ્તંભ-શાસન ચરણુમાં,
વ્યાખ્યાનમાં વાચસ્પતિ શાસન-પ્રભાવક ચરણુમાં,
અગણિત ગુણુ ગુરૂદેવના, સંક્ષિપ્તમાં સૂરિ ચરણુમાં,
વંદના સહ, નમ્ર ભાવે, ગ્રંથ અર્પણુ ચરણુમાં. ૨
શ્રી આગમોદય સમિતિની સ્થાપના થઇ આપથી,
દેવચંદ લાલભાઇ પુસ્તકોધ્ધાર ફંડ એ પણુ આપથી;
નગીનભાઇ મંછુભાઇ ફંડ જૈન સાહિત્યના,
ઉદ્ધારનું-આ સર્વ છે ઉપકાર શ્રી સૂરિ આપના, ૩
શ્રી જૈન આનંદ પુસ્તકાલય ગ્રંથ સંગ્રહ ભેટ દઇ,
વિસ્તારવા વાંચન-નિરૂપમ સંસ્મૃતિ એ આપની;
શ્રી રત્નસાગર જૈનશાળા કાયમી ફંડ આપથી,
શ્રી જૈન તત્ત્વ-બોધશાળા એ બધું એ આપથી. ૪
આ ક્ષેત્ર સુરતને અહો સૂરિ આપનો ઉપકાર છે,
ગુરૂદેવ ગુણુગણુગણુતીમાં આ લેખિણી લાચાર છે;
ગુરૂદેવ વંદન આપને, આ પુષ્પ પાંખડી આપને,
ડીરેકટરી સુરત તણી એ ગ્રંથ અર્પણુ આપને. ૫

His Holiness

JAINACHARYA ANANDSAGARSURI.

आगमोद्धारक व्याख्याप्रज्ञ सिद्धान्तशिरोमणि
जैनाचार्य श्रीमद् आनन्दसागरसूरीश्वर.



जन्म सं. १९३१ कपडवंज    दीक्षा सं. १९४७ लींबडी.

पंन्यासपद सं. १९६० अमदाबाद,    आचार्यपद सं. १९७४ सुरत.




અનેક આગમ અને શાસ્ત્ર ગ્રન્થોને જીર્ણા-વસ્થા-
માંથી ઉધ્ધાર કરનાર, વ્યાખ્યાપ્રજ્ઞ, સિદ્ધાન્ત
શિરોમણી, આચાર્ય વર્ય, શ્રીમદ્ આનંદ
સાગર સૂરીશ્વરજીના હસ્તકમલમાં,

સમર્પણ.

ચૈત્ર શુકલ પૂર્ણિમા
સં. ૧૯૮૪ } પ્રકાશક



શેઠ હીરાચંદ ખુબચંદ ઝવેરી.

Lakshmi Art Bombay, 8.

ૐ શ્રી શાંતિઃ

# બે બોલ

સુરતની જૈન ડીરેકટરીને 'શેઠ હીરાચંદ ખુબચંદ જૈન પુસ્તક સીરીઝ'ના પ્રથમ પુષ્પ તરિકે બ્હાર આપતાં પરમ આહ્લ્લાદ પ્રાપ્ત થાય છે.

સુરતની જૈન જનતાએ અદ્યાપિ પર્યંત સમાજના અભ્યુદયાર્થે શા શા કાર્યો કર્યાં છે તેનો સુંદર ખ્યાલ આ પુસ્તક આપે છે.

પુસ્તકમાં દર્શાવેલી વિગતો આ ચાલુ સૈકાની હકીકતો છે, તે સાથે સુરતની પ્રાચિનતા સિદ્ધ કરનાર પ્રાચિન ચૈત્ય પરિપાટીઓ અને જૈન મેઘદૂતના ઉતારા પણ આપવામાં આવ્યા છે.

સમાજ માટે આવી ડીરેકટરીની ખાસ આવશ્યકતા હોય એ સ્વાભાવિકજ છે. જો આવી ડીરેકટરીઓ દરેક મ્હોટા મ્હોટા શહેરોની બ્હાર પાડવામાં આવે તો જૈન સમાજનો જ્વલંત ઇતિહાસ ઘણે ખરે ભાગે હંમેશ ટકી રહેવા સંભવ છે. ભાવી જનતાને એ ઇતિહાસ ઘણો ઉપયોગી નિવડે એમ ઇચ્છી વિરમું છું. અસ્તુ.

ચૈત્ર શુકલ પૂર્ણિમા
સં. ૧૯૮૪. } જીવણચંદ સાકરચંદ ઝવેરી.

# અનુંક્રમણિકા.

## સાહિત્ય સંગ્રહ તથા વાંચનાલયો



## જિન ચૈત્ય વિભાગ

### પ્રકરણ ૮ મું



### પ્રકરણ ૯ મું



### પ્રકરણ ૧૦ મું

## સાધામક વાત્સલ્ય વિભાગ

### પ્રકરણ ૧૪ મું



## જાહેર સેવામાં જૈનોનો ફાળો

### પ્રકરણ ૧૫ મું

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૪ | લુટ | લુંટ |
| ૭ | ૧૮ | ગારવ | ગૌરવ |
| ૭ | ૧૮ | નામનું | દાખવતું |
| ૮ | ૨૦ | જન | જૈન |
| ૧૫ | ૪ | બધાવી | બંધાવી |
| ૨૯ | ૧૮ | ઓડિંગો | ઓડિંગો |
| ૩૬ | ૨ | સહાયક | સહાય્યક |
| ૩૯ | ૧૫ | જન | જૈન |
| ૪૦ | ૧૩ | માકર્સ | માર્કસ |
| ૪૮ | ૧૭ | પૂર્વ | પૂર્વે |
| ૪૯ | ૧૦ | ધામિક | ધાર્મિક |
| ૫૬ | ૧૨ | સુલચા | સુલસા |
| ૫૭ | ૧૩ | જેન | જૈન |
| ૬૧ | ૧ | એ નો | એ તો |
| ૬૨ | ૧૮ | કમગ્રન્થ | કર્મગ્રન્થ |
| ૬૩ | ૧૧ | જન | જૈન |
| ૬૪ | ૧૪ | ઉદ્યેગોનો | ઉદ્યોગોનો |
| ૭૫ | ૧૨ | જલવન્ત | જ્વલન્ત |
| ૯૦ | ૧૧ | જન | જૈન |
| ૯૩ | ૩ | જનો | જૈનો |
| ૯૭ | ૧૦ | જનત્વની | જૈનત્વની |

| | | | |
|---|---|---|---|
| ૯૭ | ૧૫ | કતવ્ય | કર્તવ્ય |
| ૯૭ | ૧૬ | પ્રસાચે | પસાયે |
| ૯૭ | ૧૭ | ધમ | ધર્મ |
| ૯૯ | ૨૧ | જીનાલયા | જીનાલયો |
| ૧૦૧ | ૭ | અક | એક |
| ૧૦૧ | ૮ | જૈના | જૈનો |
| ૧૦૨ | ૧૫ | ચત્યો | ચૈત્યો |
| ૧૦૩ | ૧૩ | જનેતરો | જૈનેતરો |
| ૧૦૪ | ૯ | ચત્યોની | ચૈત્યોની |
| ૧૦૬ | ૨ | ચત્યો | ચૈત્યો |
| ૧૦૯ | ૧૩ | સંભલાવ્યા | સંભાળ્યા |
| ૧૧૧ | ૧ | જન | જૈન |
| ૧૧૨ | ૧૬ | જનોની | જૈનોની |
| ૧૩૭ | ૫ | જન | જૈન |
| ૧૩૭ | ૯ | સમજ | સમાજ |
| ૧૪૬ | ૧૦ | જનો | જૈનો |
| ૧૫૦ | ૧૪ | કાયવાહકો | કાર્યવાહકો |
| ૧૫૬ | ૭ | જનોને | જૈનોને |
| ૧૫૭ | ૯ | જનો | જૈનો |
| ૧૭૦ | ૧૩ | મર્તિ | મૂર્તિ |
| ૨૦૭ | ૧૬ | હુલ્ડ | હુલ્લડ |
| ૨૦૮ | ૭ | જન | જૈન |

# પ્રસ્તાવના.

'સુરતનું જમણુ અને કાશીનું મરણુ' એ લોકોક્તિ એ પ્રસિદ્ધ થયેલા સુરતની સુરત સાચેજ એ નમુન્ છે. પણ સુરત કેવળ તેના જમણુથીજ પ્રસિદ્ધ થયું છે એમ નથી. સત્ય વાત તો એ છે કે સુરત તેના ઔદાર્યથી, તેની દાન પ્રીયતાથી, અને તેના આતિથ્ય સત્કારથીજ પ્રસિધ્ધ થયું છે. એથીજ સુરત એ રડતી સુરત નથી પણ કર્તવ્યનિષ્ઠ સુરત છે.

સારાય ભારતનું નંદનવન કાશ્મીર અને ગુજરાત છે. ગુજરાતનું નંદનવન સુરત છે. એક વખત સુરતની યાત્રા કરનાર વ્યકિત શત્ મુખે ભાખે છે કે 'ખરેજ સુરત સ્વર્ગ પુરી છે.' સુરતને આંગણે વસંત છે. વસંતનો સ્વભાવ છે કે પોતે ખીલી અન્યને ખીલવે.

સુરત ખીલ્યું છે, ખીલે છે અને સાથે ગુજરાતને પણ ખીલવે છે. સુરતના ઔદાર્યથીજ તેનું જમણ વખણાય છે. તેની દાન પ્રીયતાથીજ સુરત જગમશહુર છે. સુરતના આતિથ્ય સત્કારથીજ અંગ્રેજો ભારતમાં પોતાના થાણા નાખી શકયાં. એ સૌ ઇતિહાસ પ્રસિદ્ધ છે.

પણ એટલામાંજ સુરતની સુંદરતા નથી આવી જતી. સુરતનું સૌંદર્ય નિહાળવું હોય તો સુરતના આતરપટ ઉકેલવાં જોઇએ. સુરતની સુંદરતા તો સુરતે જે કારી 'ઘા' ઝીલ્યા છે અને તે છતાંય જગત્‌ને પડકાર આપતું ઉભું છે તેમાં

છે. એથીજ સુરતે અખીલ ભારતને જમણને સ્થાને સહિષ્ણુતાનો આદેશ આપ્યો છે એમ કહી શકાય. સુરતે અનેક જલપ્રલયો જોયા છે, સુરતે અનેક દાવાનળો અનુભવ્યા છે, સુરતે અનેક લુટો આપી છે અને એવા અનેક કારી 'ઘા' ઝીલ્યા છે એથી તો ભારતનું નાનુ બાળક પણ જાણીતું છે.

સુરત એટલેજ સાહિત્ય, સુરત એટલેજ વેપારનો ધીકતો ધંધે, સુરત એટલેજ કારીગરીનો ઉત્તમ નમુનો, સુરત એટલેજ સંસાર સુધારાની જ્વલન્ત મૂર્તિ, સુરત એટલેજ રાજકીય ઉથલપાથલોનું કેન્દ્ર સ્થાન. આથીજ સુરતની સુરત સારાય ભારતમાં બે નમુન્ છે.

સુરતનો આ જગ જુનો ઇતિહાસ ભારતે નિહાળ્યો છે અને તેમાંજ તેની મહત્તા છે. સુરતના પ્રત્યેક બાળ વૃદ્ધને પૂછીએ કે સુરતની સુંદરતા કયાં છે? સુરતની દાન પ્રીયતા કયાં વસે છે? સુરતનું સૌંદર્ય કયાં નજરે ચડશે? તો તરતજ જવાબ મલશે કે 'નાણાવટ અને ગોપીપુરામાં'

અને એ નાણાવટ અને ગોપીપુરાના માલીકો કોણ કે જેમણે આ સંસ્કૃતી જાળવી રાખી? તો એક બાળક પણ કહી શકશે કે એક વખતના શુધ્ધ ક્ષત્રિયો અને હાલના જૈનો. ગોપીપુરા કે નાણાવટમાં દાખલ થતાંજ ગગન ચુમ્બીત જીન મંદિરો, ઉપાશ્રયો, ધર્મશાળાઓ, જ્ઞાન ભંડારો, પાંજરાપોળો, બોર્ડિંગો, સ્કુલોના, રમ્ય દર્શન થાય છે. આ વૈભવો

આજના નહિ પણ મેઘદુતો રચાયા ત્યારના છે. આથીજ ગુજરાતનું નંદનવન સુરત અને સુરતનું નંદનવન નાણાવટ અને ગોપીપુરા ગણવામાં જરાય અતિશયોકિત નથી.

અને એ નાણાવટ અને ગોપીપુરાના માલીકો જૈનો એટલે શું ? ભગવાન મહાવીરની અનુયાયી પ્રજા. એ પ્રજાએજ જગત્‌ને પ્રાણી માત્ર સાથે, મિત્રતાના પાઠ સમજાવી 'અહિંસા પરમો ધર્મઃ !' નો વિજય વાવટો ફરકાવ્યો છે. 'Universal brotherhood' હજુ તો ગઈ કાલેજ જગતે જાણ્યું પણ આ જગત્‌ વલ્લભ ભગવાન્‌ મહાવીરે અનેક સદીઓ પૂર્વે વિશ્વપ્રેમ ગાયો છે, ઉપદેશ્યો છે. આથીજ પ્રત્યેક બાળ વૃદ્ધ જૈન અનુયાયી સવાર સાંજ પ્રાર્થના કરતાં ગાય છે કે,

'ખામેમિ સવ્વ જીવે. સવ્વે જીવા ખમંતુમે
મિત્તિમે સવ્વ ભૂએસુ, વેરં મજ્ઝં ન કેણઇ'

આથીજ જૈન પ્રજા માનવ દયા તો શું પણ પ્રાણી માત્ર પ્રત્યેની દયા, અરે, 'પુષ્પ પાંખડી જ્યાં દુભાય ત્યાં જીનવરની નહિ આજ્ઞા' સમજી છે. અને તદનુસાર તે પ્રજાનું વર્તન છે, અને રહેશે. આથીજ જૈન ધર્મ એ કોમી ધર્મ નહિ પણ રાષ્ટ્ર ધર્મ છે, અરે વિશ્વ ધર્મ છે. જ્યાં જ્યાં અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અચૌર્ય, અને અપરિગ્રહના સિદ્ધાન્તો પ્રવર્તે છે ત્યાં ત્યાં જૈન ધર્મ છે. એ સિદ્ધાન્તાનુસાર

વર્તનારાઓ પછી ભલે તે દુનિયાના ગમે તે ભાગમાં વસતા હોય તેઓ ભગવાન્ મહાવીરનાજ અનુયાયીઓ ગણાશે.

પણ સુરતની આ જૈન પ્રજામાં એવું શું છે કે તેણે નંદનવનને પોતાને આંગણે ખડુ કર્યું ? તે પ્રજામાં એવી કઇ વિશિષ્ટતા છે કે તે આટ આટલી મહત્તાને પામી ? તે પ્રજામાં નર્મદે ગાયેલા પ્રેમ અને શૌર્ય છે. ભૂતદયા એ એ પ્રજાનો જીવન સિદ્ધાન્ત છે અને તેના પાલનમાંજ તેનું શૌર્ય છે. એ સદ્ગુણોના સમન્વયથી એક નવો સદ્ગુણ ઉત્પન્ન થયો અને તે દાન પ્રીયતા.

પાલીતાણા જાવ કે આબુજી જાવ, ગીરનાર જાવ કે સમેત શીખરજી જાવ, પાવાગઢ જાવ કે કેશરીયાજી જાવ, જ્યાં ત્યાં સુરતનું જૈનત્વ તેની દાન પ્રીયતાએ ઝળકતું દેખાશે.

પણ આ દાન પ્રીયતા આવી ક્યાંથી ? એ પ્રજાના જન્મતઃ સંસ્કારથીજ. પણ તેના સાધનો શાં ? તેની વેપાર પ્રીયતા અને દેશાટન. આજે મુંબઇના પ્રખ્યાત પેઢીદારો સુરતીઓ છે. એરેબીયા, ઇંગલેન્ડ, કે ફ્રાન્સમાં આ પ્રજાએ પોતાના થાંણા નાખી દીધા છે. જરી અને મોતીના વેપાર તો સુરતી જૈનો પોતાનાજ ગણાવે છે. આ સાહસ ખેડવામાંજ સુરતના જૈનોનું શૌર્ય છે. એથી સુરતની જૈન પ્રજા એ સાહસપ્રીય પ્રજા છે. જેમ સુરતે ભારતને સહિષ્ણુતા શીખવી તેમ સુરતના જૈનોએ ભારતને સાહસ પ્રીયતા પણ શીખવી છે.

પણ આ સાહસોનું ફળ શું ? અઢળક લક્ષ્મીનું આગમન. ત્યારે એ લક્ષ્મીનો આદર્શ સુરતી જૈનોએ કયો રાખ્યો ? સુરતી જૈનોએ માન્યું છે કે આ લક્ષ્મી કુવાનું જળ છે. જેમ વપરાશે તેમ નવું પેદા થશે. જૈનોના શાસ્ત્રકારોએ પણ ઉપદેસ્યું છે કે લક્ષ્મીના ત્રણજ માર્ગ છે. દાન, ભોગ અને નાશ. આથી સુરતી જૈનોએ દાન આપવામાં બાકી નથી રાખી તેમ ભોગ ભોગવવામાં પણ ખામી નથી રાખી.

સુરતના જૈનોએ સ્વાર્થાન્ધ બની આ દાનનો ઉપયોગ કેવળ પોતાનાજ આંગણે નથી કર્યો એ તો જગ જાહેર છે. સુરતના જૈન આંગણેથી કોઇપણ ભિક્ષુક ઝ્હીલાં મ્હોંયે પાછો નથી ગયો. આથી સુરતી જૈનોએ પોતાના મ્હોં જેમ ખુબસુરત રાખ્યા છે તેમ અન્યના રાખવામાં પણ યોગ્ય ફાળો આપ્યો છે.

તે છતાંય સુરતના આંગણે આ પ્રજાએ પોતાના દાનના વારી કયાં કયાં અનુકુળ ક્ષેત્રોમાં વહાવ્યા છે એજ આ પુસ્તક પ્રકાશીત કરવાનો ઉદ્દેશ છે. સુરતમાં ચાલતી કેળવણીની સંસ્થાઓ, કેળવણી પોષક સંસ્થાઓ, જ્ઞાન ભંડારો, ઉપાશ્રયો, ધર્મશાળાઓ, પાઠશાળાઓ, દવાખાનાઓ, આદિ સર્વ સામાજીક સંસ્થાઓની ઉત્પત્તિ, આવશ્યકતા–ઉદ્દેશ અને તેને અંગે થતો અમલ, જાહેર પ્રજાને જણાવવા અને તેવી નવી સંસ્થાઓ ઉભી કરવા વિનવવાને આ પુસ્તક પ્રકાશીત થાય છે.

જૈન પ્રજા માત્ર સુરતમાંજ નથી વસતી એ તો સારાય ભારત વર્ષમાં પથરાયેલી છે, અને એજ જૈન ધર્મની વિશાલતાનુ સુચન છે. આમ સારાય ભારતમાં વસ્તી જૈન પ્રજાની છેલ્લી સદીમાં કઇ પરિસ્થિતિ હતી? એ પ્રજાને અજ્ઞાનતાએ આવરી હતી, તેના પરિણામે બાળ લગ્ન, વૃદ્ધ લગ્ન, કન્યા-વિક્રય આદિ જીવલેણ પ્રથાઓ શરૂ થઇ, રૂઢી વશતાને કારણે અનેક ગરીબડી ગાયશી બાળાઓની હાય, અને વિધવાઓના આર્તનાદ પણ આ પ્રજાએ સાંભળ્યા છે, પોતાના સ્વધર્મી બન્ધુઓને નિસ્તેજ, નિર્વિર્ય, અને પેટ પીડા માટે ટળવળતા નિહાળ્યાં છે, સ્વધર્મી બન્ધુઓને અન્યધર્મી થતાં પણ નજરે જોયા છે. આ પરિસ્થિતિ જ્યારે ઉત્પન્ન થઇ ત્યારેજ આ પ્રજા જાગૃત થઇ

આ સમયે સારાય ભારતમાં પણ કર્તવ્ય યુગનો ઉદય થયો. પ્રત્યેક જ્ઞાતિ અને સમાજ પોતાની ઉન્નતિ માટે તલસી રહી. અવનતિનો અસ્ત અને સ્વોન્નતિના ઉદયના ભાવી ચિત્રો સૌને નજરે ચડયાં ત્યારે જૈન સમાજ પણ તેથી વંચીત ન રહી. તેણે પણ સમાજવાદને પોતાનામાં અપનાવ્યો અને જાગૃતિના ઝરણામાં આ પ્રજા પણ સ્નાન કરવા લાગી.

આ કર્તવ્ય યુગના ઉદય-સમયે સુરતની દાનેશ્વરી પ્રજાએ સમાજના સેવાયજ્ઞમાં યથાશક્તિ ફાળો આપવા દ્રઢ નિશ્ચય કર્યો. સામાજીક અવદશા મિટાવવા-પ્રભુવીરના આદેશો

પુનઃ અમલમાં લાવવાં-જૈનત્વનો સાક્ષાત્કાર કરાવવા અને પોતાની પુરાણી સંસ્કૃતિ જાળવી રાખવા સુરતની જૈન પ્રજા પણ સમયના પ્રવાહમાં જોડાઇ. આમ અવનતિનો અસ્ત લાવવાં સુરતી જૈનોએ જે જે સામાજીક સંસ્થાઓ ઉભી કરી છે તેના ટુંક ઇતિહાસ આપવાનોજ આ પુસ્તકનો ઇરાદો છે. અન્ય સ્થળોની જૈન સમાજ સુરતની સામાજીક સંસ્થાઓના આ ઈતિહાસમાંથી અવશ્ય કાઇને કાઇ ગૃહણ કરે એજ લેખકની મહેચ્છા છે. અસ્તુ.

લેખકને સુરતમાં આવી વસવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું ત્યારથીજ તેની ખાસ ઇચ્છા હતી કે સુરતે તેને આંગણે જે જે ઉભુ કર્યું છે તે જાહેર જૈન પ્રજાને ન જણાવવું એ એક જાતનો અન્યાય છે. લેખકના એક વખતના મિત્ર અને હાલના મુનિ શ્રી ચિત્તવિજયજીએ પણ આ સંબંધી વિચાર કરેલો. સદ્‌ભાગ્યે બન્નેના મિત્ર ધર્મપ્રેમી યુવાન બન્ધુ શ્રીયુત કેશરીચંદ હીરાચંદ ઝવેરી મળ્યા. આ ઈતિહાસ સંબંધે વિચારણા થઇ અને આ પુસ્તક પ્રકાશીત કરવાનું સ્વીકાર્યું. પરિસ્થીતિ સાનુકુળ થતાં "સુરતના જૈનોનું ગારવ" નામનું સામાજીક સંસ્થાઓના ઈતિહાસનું આ પુસ્તક જનતા સમક્ષ મુકતાં લેખકને અત્યન્ત હર્ષ થાય છે.

આ સાથે લેખકે જણાવી દેવું ઘટે છે કે સુરતની સામાજીક સંસ્થાનો આ ઈતિહાસ બ્હાર આપવામાં લેખક

અને પ્રકાશકને સુરતની જૈન સમાજને યથાશક્તિ સેવા અર્પવાનોજ ઉદ્દેશ છે. કોઈપણ સંસ્થાને ઉતારી પાડવાનો કે તેનાપર અછાજતી ટીકા કરવાનો મુદ્દલ ઈરાદો નથી. જે જે સાધનો પ્રાપ્ત થયાં તે પરથીજ આ ઇતિહાસ બ્હાર આપ્યો છે. આથીજ પ્રત્યેક સંસ્થાના વહિવટદારોને અમારી વિજ્ઞપ્તિ છે આ પુસ્તક લેખનમાં કાંઈ પણ અસંબંધ હકીકત હોય તે અમને ક્ષંતવ્યભાવે નિહાળી જણાવશે તો લેખક સહર્ષ સ્વીકારશે. અને તેની બીજી આવૃત્તિ સમયે યોગ્ય સુધારણા થશે.

આ પુસ્તક પ્રકાશીત કરવામાં મુનિશ્રી ચિત્તવિજયજીની પ્રેરણા અને સલાહ માટે લેખક તેમનો ઋણી છે તે સાથે શ્રીયુત કેશરીચંદ હીરાચંદ ઝવેરીની આર્થીક સહાય્ય અને અંગીત સેવા માટે પણ લેખક તેટલોજ ઋણી છે.

પ્રીય વાંચક બન્ધુ,

લેખકની લેખનકાર્યને પુસ્તકરૂપે બ્હાર લાવવાને આ શરૂઆત છે ત્યારે શકય છે કે તેમાં અનેક દોષો હશે છતાં તે પ્રત્યે ક્ષંતવ્ય ભાવ દાખવી આ પુસ્તક પ્રકાશીત કરવાના ઉદ્દેશને પહોંચી વળવાને ત્હું પણ યથાશકિત ફાળો આપે એ વિજ્ઞપ્તિ અને મહેચ્છા સાથે લેખક વિરમે છે.

પોપટલાલ પૂંજાભાઈ પરિખ.
ગૃહપતિ—જન વિદ્યાર્થી આશ્રમ—સુરત.

૧૩૮૫૫

# પ્રકરણ ૧ લું.

## ( કેળવણી વિભાગ. )

### શ્રી રત્નસાગરજી જૈન વિદ્યાશાળા તથા જૈન બોર્ડિંગ.

| શ્રી વિદ્યાશાળા. | શ્રી રત્નસાગરજી જૈન બોર્ડિંગહાઉસ. |
|---|---|
| ૧૯૫૭માં સ્થાપના. | ૧૯૫૭માં સ્થાપના. |
| મેનેજરઃ—રા. છોટુભાઈ ગુલાબચંદ વકીલ. | મેનેજરઃ—રા. મોતીચંદ ગુલાબચંદ ઝવેરી. |
| હેડ માસ્તર—રા ધનપ્રસાદ એલ દરૂ. | ગૃહપાત—રા દલીચંદ તારાચંદ. |

સમકાલીન ભારતમાં જ્યારથી કર્તવ્યયુગનો ઉદય થયો છે ત્યારથી પ્રત્યેક માનુષી હૃદયમાં એજ ભાવના ઉદ્‌ભવી છે કે 'દેશ સમાજ કે જ્ઞાતિને અંગે હું પણ કાંઈક કરૂં.' એ સદ્‌ભાવનાથીજ ભારતમાં જુના યુગનું પ્રવર્તન થવા લાગ્યું છે. સૌ કોઈ નવયુગની પ્રવર્તનાર્થે તલસી રહ્યા છે.

સુરત જૈન સમાજ સારાય સમાજના ભીતરમાં ઉતરી ત્યારે તેને જણાયું કે સમાજના વિદ્યાર્થીઓ સરસ્વતીદેવીના સાચા ઉપાસકો નહિ પણ ઉદર પૂર્તિ અર્થે કેળવણી લઈ રહ્યા છે. સમાજના યુવાનો ધર્મસેવા યજ્ઞમાં તન્મય નહિ પણ કેવળ મોજશોખમાંજ તન્મય છે. સમાજનો ગૃહસ્થ

વર્ગ બહુધા પેટ પીડામાંજ પડયો છે. એ ઉપરાંત સમાજ બાળ અને વૃદ્ધલગ્ન–કન્યાવિક્રય આદિ જીવલેણ રૂઢિઓથી અવનતીના ઉંડા કુપમાં સબડે છે તેનું મુખ્ય કારણ અજ્ઞાનતાજ છે. આ સ્થીતિ નિહાળતાં સુરતની જૈન પ્રજાએ આ અજ્ઞાનતાના નિવારણ અર્થે શું કરવું એજ પ્રશ્ન પ્રથમ તો તેની પાસે ખડો થયો.

આ સમયે સુરતની જૈન સમાજને એમ ચોકસ લાગ્યું કે આપણી કોમ કેળવણીમાં અન્ય કોમો કરતાં ઉતરતી છે. કેળવણી સિવાય કોઈપણ સમાજ કે દેશ આગળ વધ્યો નથી, વધવાનો પણ નથી. અન્ય કોમોને પોતાની આંખ આગળ વધતી જોઈ જૈન સમાજને તેની ઈર્ષા ન થઇ પણ સ્પર્ધા કરવાની વૃત્તિ ઉત્પન્ન થઇ, અને સૌ કોઇ એમ વિચારવા લાગ્યા કે આપણી કોમ બીજી કોમો કરતાં ઉતરતી શા માટે હોય ? આથી સુરતી જૈનોનું દ્રઢ મંતવ્ય થયું કે ગત ગૌરવ પુનઃ સ્થાપવું હોય તો ભાવી પ્રજાને સુસંસ્કારી બનાવવા તેમને યોગ્ય કેળવણી આપી તેમનું ઘડતર કરવું.

જ્યારે જ્યારે સમાજમાં નવું જોમ આવે છે, આગળ ધપવાની ભાવના થાય છે ત્યારે ત્યારે તેને માર્ગદર્શકો મળી આવે છે. તેમ સુરતના જૈનોએ ભાવી પ્રજા ઘડવાનો વિચાર કર્યો, ત્યારે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયસિદ્ધિ સૂરીશ્વરજી તથા પં. મહારાજ શ્રી ચતુરવિજયજી તથા પૂજ્ય મોહન-

લાલજી મહારાજનું આગમન સુરતમાં થયું, અને ઉપરોક્ત મુનિરાજોની હાજરી વચ્ચે પૂજ્ય આચાર્યશ્રીની પ્રેરણા–સદ્ભાવના અને ઉપદેશથી તેઓશ્રીનાજ શુભ હસ્તે એક જાહેર મેલાવડા સમક્ષ સંવત ૧૯૫૭ માં શ્રી રત્નસાગરજી જૈન વિદ્યાશાળા અને બોર્ડિંગની સ્થાપના કરવામાં આવી.

આ કેળવણીની સંસ્થા સ્થપાઇ ત્યાર પહેલાં ઘણા વર્ષોથી કેળવણીની સંસ્થાઓ હિંદભરમાં સ્થપાઇ ચુકી હતી. એથીજ સૌ કોઇનો અનુભવ હતો કે નિશાળોમાં અપાતી કેળવણીમાં અનેકવિધ ખામીઓ છે. કેળવણી તેનુંજ નામ કહેવાય જે શારીરિક–માનસિક–નૈતિક અને આધ્યાત્મિક વિકાસો કરે. ખરી કેળવણી તેજ કહેવાય જે વિદ્યાર્થીઓને સત્યપ્રિય, આત્મપ્રિય, અને ધર્મપ્રિય બનાવે. કેળવણીનો આદર્શ એજ હોઇ શકે કે જે સમાજમાં સ્વાભિમાન–ધર્માભિમાન અને સ્વદેશાભિમાન જાગૃત કરે. આથીજ આ શાળાએ 'ગતાનુગતિકો' એમ ન કરતાં અન્ય શાળાઓથી સ્વતંત્ર ઉદ્દેશ ઘડયો અને આજ સુધી એજ ઉદ્દેશ કાયમ રહ્યો છે.

## આ વિદ્યાશાળાનો ઉદ્દેશ.

'હાલમાં અપાતી કેળવણીમાં ધાર્મિક જ્ઞાન–શિક્ષણને સ્થાન ન હોવાથી વિદ્યાર્થીઓની અસંસ્કારિતા અને ધર્મ વિષયક અજ્ઞાનતાને દૂર કરવા, જૈન ધર્મના પૂનિત સિદ્ધાન્તો બાળકોને સમજાવી તેમનું ભાવી જીવન ઉજવળ કરવા, ચાલુ

કેળવણી સાથે ધાર્મિક શિક્ષણ આપવાનો છે.' ઉપરના ઉદ્દેશને પહોચી વળવા આ વિદ્યાશાળામાં વ્યહુવારિક તેમજ ધાર્મિક ઉભય કેળવણી આપવામાં આવે છે અને આ રીતે સુરતના જૈનોએ બાળ કેળવણીને લગતો પ્રશ્ન પોતાના પુરતો ઉકેલી લીધો છે

આ શાળામાં ધાર્મિક અભ્યાસક્રમ ગુજરાતી ધોરણથી અંગ્રેજી-ત્રીજા ધોરણ સુધીમાં નવકાર મંત્રથી પંચપ્રતિ-ક્રમણ-જીવ વિચાર-નવતત્વ સુધીનો ગોઠવવામાં આવ્યો છે, અને અન્ય વિષયોની માફક તેની પણ પરિક્ષા લેવામાં આવતી હોઈ સારી તૈયારી થાય છે.

વ્યહુવારિક કેળવણીની બાબતમાં આ શાળા ગુજરાતી બાળ ધોરણથી ગુજરાતી સાત એટલે અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ યુનીવરસીટીના અભ્યાસક્રમે આપે છે, જેથી આગળ ભણવા માંગતાં વિદ્યાર્થીઓને કોઇ પણ પ્રકારની અડચણ પડતી નથી.

આ શાળાને લગતી એક વસ્તું તો ખાસ અભિમાન લેવા યોગ્ય છે અને તે એજ કે આ સંસ્થા જૈનોનાજ પૈસાથી ઉભી થઇ છે, હજુ પણ જૈનોજ આ શાળા નભાવે છે છતા જૈનોની સ્વાભાવીક ઉદારતા મુજબ આ શાળામાં જૈન અને જૈનેતરો બન્નેના બાળકો કોઇ પણ જાતના પક્ષપાત સિવાય અભ્યાસ કરી શકે છે.

## વિદ્યાશાળાનું મકાન.

કેટલીય વખત એવું બને છે કે ઉચ્ચ ઉદ્દેશે ઘડાયેલી સંસ્થાઓ સાધનેના અભાવે નષ્ટ થાય છે. આથી આ સંસ્થાના કાયમી અસ્થિત્વ માટે સુરતના જાણીતા શેઠ નેમચંદ મેલાપચંદે એક મકાન બધાવી આપ્યું છે. પૂર્ણ હવા ઉજાસ માટે આ મકાન સુંદર છે. શેઠ સાહેબે આ મકાન બંધાવી આપી સંસ્થાનું ભાવી ઉજવળ બનાવ્યું છે. છતા અર્વાચીન શાળાઓની યોગ્ય જરૂરીયાતો લક્ષમાં લેતાં પૂર્ણ સગવડતાવાળું તો આ મકાન લેખી શકાય નહિ, મકાન નાનું હોઇ બધા વર્ગો લગોલગ બેસાડવામાં આવે છે જેથી વિદ્યાર્થીઓને અભ્યાસમાં ખલેલ પહોંચે એ સ્વાભાવીક છે. બહુજ શાન્તીથી સરલતા સાથે સરસ્વતી દેવીની ઉપાસના કરવા વિદ્યાર્થીઓને બીજા એક મકાનની આવશ્યકતા છે. દાન મશહુર સુરતની જૈન જનતાં આ બાબત લક્ષમાં લે તો એકજ સખી ગૃહસ્થ આ સગવડ પુરી પાડી શકે છે. આથીજ આ શાળાને લગતી મકાનની જરૂરીયાત અવશ્ય લક્ષમાં લેવી ઘટે છે.

## શાળાનું નિભાવ ફન્ડ.

સંવત ૧૯૭૩ પૂર્વે આ સંસ્થા કેટલાક સખી ગૃહસ્થોની છુટી મદદથી નિભાવવામાં આવતી પણ એ સ્થિતિએ

સંસ્થાનું કાયમી અસ્તિત્વ ન ગણાય, આથી ૧૯૭૩ ના પર્યુષણના પવિત્ર દિવસોમાં આચાર્ય મહારાજ **શ્રી** સાગરાનંદ સૂરિશ્વરજીના સતત્ ઉપદેશથી એક કાયમી ફન્ડ થઇ શક્યું છે. તેનું ટ્રસ્ટ ડીડ પણ કરવામાં આવ્યું છે. છતાં આ નિભાવ ફન્ડ આ સંસ્થાની સર્વ જરૂરીયાતોને કાયમને માટે સ્વતંત્ર પહોંચી શકે તેટલા પ્રમાણમાં નથી. વળી આ સંસ્થાનો રિપોર્ટ નિહાળતાં આ સંસ્થા બહુ કરકસરથી ચલાવવામાં આવે છે છતાં દર વર્ષે ઉપજ કરતાં ખર્ચ વધે છે અને એ ખર્ચને પહોંચી વળવાને પુરતું ફન્ડ ન હોવાને કારણે પણ કેટલાક સાધનો ન યોજી શકાતા હોય તે સ્વાભાવિક છે. સુરતની લક્ષ્મી પૂજક જૈન જનતાં આ સરસ્વતી પૂજામાં પણ પોતાનો યથાશક્તિ ફાળો આપે એ ઇચ્છવા યોગ્ય છે.

આ શાળાનો વહીવટ કરવા એક સ્થાનિક કમિટિ નિમવામાં આવી છે. શાળાના મેનેજર તરીકે શ્રીયુત છોટુભાઇ ગુલાબચંદ વકીલ ચલાવે છે.

આ શાળાને એક સારા મકાનની તેમજ સારા કાયમી ફન્ડની જરૂરીયાત છે. તે ઉપરાંત આ જરૂરીયાતોથી વધુ જરૂરીયાત શાળાને લગતા રમત ગમત અને કસરતશાળાને યોગ્ય મેદાનની છે. સમાજના વિદ્યાર્થીઓની અત્યારની શારીરિક સ્થિતિ સમાજને તદ્દન અછાજતીજ છે. જ્યાં ત્યાં બેસી ગયેલાં ડાચાં, ઉંડી ગયેલી આંખો, નિસ્તેજ, નિર્વિર્ય,

હાડપિંજરો નજરે તરે છે. વિદ્યાર્થીઓ બ્રહ્મચારીઓ હોવા છતાં બ્રહ્મચર્યનું તેજ કયાંયે દેખાતું નથી. આવી જૈન સમાજની બહુધા અવદશા છે. જૈનોએ પોતાના ઘર સાચવવા જેટલી તાલીમ તો અવશ્ય મેલવવી પડશે. નિર્બળ મનુષ્યો માટે જગત્માં કયાંયે સ્થાન નથી, જમાનો નિર્બળતાનો નથી પણ સબળતાનો છે. આથીજ શારીરિક તાલીમ બાલ્યાવસ્થાથીજ આપવામાં આવે તોજ સમાજની આ અવદશા સુધરી શકે, કારણકે કુમળુ ઝાડ જેમ વાળીએ તેમ વળે, મોટુ થયે કાંઈજ ન બની શકે. આથીજ કસરતશાળા અને રમત ગમતને લગતી સર્વ વ્યવસ્થા કરવાને વહીવટદારોનું લક્ષ ખેંચાવું ઘટે છે. આ ઉપરાંત વિદ્યાશાળાને લગતાં એક સમૃધ્ધ પુસ્તકાલયની આવશ્યકતા છે. સ્થાનના અભાવે અત્યારનું પુસ્તકાલય નજીવુંજ ગણાય. વિદ્યાર્થીઓ કેવળ Book worms પુસ્તકોના કીડાજ નથી. તેમને બ્હારની દુનિયાનું જ્ઞાન પણ અપાવું ઘટે છે. પણ આ સૌ વ્યવસ્થા કરવામાં તેને પહોંચી વળવા જેટલું સારૂ કાયમી ફન્ડ હોવું જોઈએ, અને સુરતના ઉદાર જૈનો એ બાબતમાં લક્ષ આપે તો તો સારામાં સારો ટ્રેઈન્ડ સ્ટાફ ગોઠવી આ શાળાને તેના આદર્શે પહોંચાડવાને જરાય વિલંબ ન લાગે. અસ્તુ.

### શ્રી રત્નસાગરજી જૈન બોર્ડિંગ હાઉસ.

આ શાળાને લગતી એક બોર્ડિંગ પણ છે જે શ્રી

રત્નસાગરજી જૈન બોર્ડિંગહાઉસને નામે ઓળખાય છે. ગામડાની જૈન જનતા સાધનના અભાવે કેવલ અજ્ઞાનતામાંજ જીવતી અને મરતી. તે પ્રજાના બાળ જીવોનો ઉધ્ધાર કરવા, તેમને રહેવા અને જમવાની સગવડ આપવા ઉપરોકત સંસ્થા સ્થાપવામાં આવી છે. લગભગ ૭૦ વિદ્યાર્થીઓ દર વર્ષે આ સંસ્થાનો લાભ લ્યે છે અને પોતાના ભાવી જીવનો ઘડે છે.

આ બોર્ડિંગને માટે પણ એક સારા મકાનની જરૂરીયાત હતી પણ તે સ્વ. શેઠ ગુલાબચંદ દેવચંદ જેઓ કેળવણીના પ્રખર હિમાયતી હતા તેમણે પુરી પાડી છે. આ મકાન તેઓશ્રીના પિતાશ્રીના નામપર ધર્મશાળા તરિકે ઓળખાતું હતું. આજની સુરતની ધર્મશાળાઓ જોતાં અને તેની મુલાકાતો લેતાં સમજાય છે કે આ ધર્મશાળાઓમાં ભાગ્યેજ એકાદ બે યાત્રિકો હોય છે. એટલે જે ઉદ્દેશે ધર્મશાળાઓ સ્થાપિત થાય છે તે ઉદ્દેશ સંપૂર્ણ જળવાતો હોય એમ ભાગ્યેજ કહી શકાય. એ સ્થિતિ જોતાં સ્વ. શેઠ ગુલાબચંદભાઇએ પોતાની આ ધર્મશાળાની માલીકી અર્પણ કરી એ સાચેજ જૈનો માટે આનંદપ્રદ પગરણ છે. આજે એ મકાનનો સી·તેર સીત્તેર જીવન-યાત્રિકો લાભ લઇ રહ્યા છે, જ્યારે બીજી ધર્મશાળાઓમાં ભાગ્યેજ એકાદ બે વ્યકિત નજરે ચડે છે. આજે આ મકાન જ્યારે નિર્દોષ

બાળકોના આનંદી કલરવથી ગાજી રહે છે ત્યારે તેનો દૃષ્ટા જરૂર કહે છે કે 'સાચી ધર્મશાળા તો આજ છે.' આ રિતે અન્ય ધર્મશાળાઓના માલીકો અને વહીવટદારોને સ્વ. શેઠ સાહેબે યોગ્ય દિશા સુચવી છે તેમ તેઓ પણ સુરતની અન્ય સંસ્થાઓ જેને જેને આવા સાધનોની જરૂરીયાત હોય તેને તેને આપે તો ખરેજ સુરતની બધીજ સંસ્થાઓ વિના ખર્ચે કાયમી થઇ જાય અને એ વહીવટદારો પણ ભાવી જૈન ઇતીહાસમાં પોતાના નામ અમર કરે.

આ બોર્ડિંગને લગતું એક બાબતમાં લક્ષ ખેંચાવું ઘટે છે કે બોર્ડિંગો માત્ર હોસ્ટેલો નથી. જમીને વિદ્યાર્થીઓ નિશાળે જાય તે પુરતું બોર્ડિંગો સ્થાપવામાં નથી આવતી. આથી આ સંસ્થામાં ધર્મની આવશ્યક ક્રીયાઓમાં વિદ્યાર્થીઓને પારંગત કરવામાં આવે છે તેમ વિદ્યાર્થીઓના શારીરિક–માનસિક–નૈતિક વિકાસો સાધવા અન્ય સાધનો ઉભા કરવાની આવશ્યકતા છે. એ માર્ગે આ સંસ્થા પણ પોતાનો આદર્શ વ્હેલી મેળવી શકશે.

આ સંસ્થાના મકાનની વિશાળતાં જોતાં હૃદય આનંદ પામે છે, પણ આ મકાનમાં વિદ્યાર્થીઓ માટે બે વિશાળ હોલ હોવાથી એકી સાથે વિદ્યાર્થીઓ અભ્યાસ કરી શકે નહિ. એથી એ મકાનની પાછળની પંડાલીઓપર હોસ્ટેલો

માફક રૂમો બાંધવામાં આવે તો વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા ઘણીજ સરળતા થઇ જાય. સુરતના ઉદાર જૈનો આ બાબતપણ લક્ષમાં લેશે એમ ખાત્રીભરી આશા છે.

આ સંસ્થાના મેનેજર તરિકે શેઠ મોતીચંદ ગુલાબચંદ ઝવેરી વહીવટ ચલાવે છે.

ઉપરની બન્ને સંસ્થાઓ સુરતનું ઘરેણું છે. ઘરેણું તો શોભાજ અપાવે. પણ કેટલીક વખત પૂર્ણ માવજત ન રાખવામાં આવે તો તેના પહેરનારને શરમાવે છે. એ સ્થિતિથી આ સંસ્થા વંચીત રહે એમ સૌ કોઇ ઇચ્છે. આ બન્ને સંસ્થાઓ પોતાના માર્ગે પોતાના આદર્શને પહોંચી વળવા યથાશકિત પ્રયત્નો કરી રહી છે. એ તેના વહીવટદારોને આભારી છે. એ વહીવટદારો પણ સમાજમાં આ સંસ્થાઓ સાથે પોતાના નામ અમર કરી રહ્યા છે. શાસનદેવ આ સંસ્થાને તેના આદર્શે પહોંચાડો એજ મહેચ્છા.



# પ્રકરણ ૨ જુ. अ

## ઝવેરી નગીનચંદ ઘેલાભાઇ જૈન હાઇસ્કુલ–સુરત.

સુરતમાં શ્રી રત્ન સાગરજી જૈન વિદ્યાશાળા સ્થપાઇ ત્યારથીજ સુરતે કેલવણીના ક્ષેત્રમાં ઝુકાવ્યું. કોઇ એક ગીરીરાજ પર ધોધમાર વરસાદ પડતો હોય છતાં તે કરામતો નથી, સખત ઠંડીના વાયરા વાય છતાં તે સંકોચાતો નથી, અમોઘ અગ્નીના વરસાદ વરસે છતાં તે પીગળતો નથી. મહાન્ વજ્રઘાતો પડે કે વિજળીના કડાકા થાય છતાં તેની કાંકરી પણ ખસતી નથી, કારણ કે તેના પાયા ન ખોદાય કે ન ભંગાય તેવા હોય છે. તેના પાયા ક્ષણ–જીવી નહિ પણ ચીરંજીવી હોય છે. તેમ જૈન સમાજ મંદીરના પાયા ચીરંજીવી કરવા તેની ભાવી પ્રજા ઘડવાનો સુરતના જૈનોએ સંકલ્પ કર્યો. એ સંકલ્પને સંકલ્પરૂપેજ ન રાખ્યો પણ ક્રીયા માર્ગે ઉતાર્યો. સુરતે પ્રથમ તો શ્રીરત્ન સાગરજી વિદ્યાશાળા અને બોર્ડિંગ સ્થાપી, અને ત્યાર પછી શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ–સુરત એમ ક્રમે ક્રમે કેળવણીની સંસ્થાઓ અસ્તિત્વમાં આવી. પણ સરસ્વતિની ઉપાસનામાં સુરત આટલેથીજ ન અટક્યું. હજુ તો સુરતના જનોને ઘણાય

મનોરથો છે. આ સાહસ–પ્રીય અને શુરી પ્રજા પોતાના મનોરથોને વ્હેવાર માર્ગે યોજી બતાવે છે કારણ જૈન કોમ એ વણીક કોમ છે. તેનામાં ભુત અને ભવિષ્ય પારખવાની શકિત છે. શકિત અને સાધનોનો વિચાર આ પ્રજા કરી શકે છે. તેમાંજ જૈન કોમનું ડહાપણ છે. લોકો કહે છે કે જૈનો માત્ર બોલીજ જાણે છે, વાગ્ યુદ્ધોજ ખેલી જાણે છે, પણ સુરતી જૈનોએ એ લોકોકિત પોતાનું કાર્ય બતાવી ખોટી ઠરાવી છે સુરતના જૈનો વચનઘેલા નથી પણ કાર્યઘેલા છે અને ઉપરની સંસ્થાઓ તેના સ્પષ્ટ સુચન પુરતું બસ છે. પ્રાથમીક ધોરણથી માંડી અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ શ્રી રત્ન સાગરજી વિદ્યાશાળા જૈન બાળકોને આપતી અને આગળ વધરા માંગના વિદ્યાર્થીઓને રહેવા અને ખાવાની સગવડો શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ આપતું પણ હાઇસ્કુલનું ઉચ્ચ શિક્ષણ જૈનો માટે મફત ન હતું. આથીજ એક જૈન હાઇસ્કુલની જરૂર તો સુરતને હતી અને એ પરિસ્થિતિ પણ સુરતના જૈનોના ખ્યાલ બ્હાર ન હતી. સદ્‌ભાગ્યે તે સગવડ પણ સુરતે પુરી પાડી છે.

સમયજ્ઞ મૂનિ મહારાજ શ્રી માણેકમૂનિજીના સદુપદેશથી સ્વ. શેઠ નગીનચંદ ઘેલાભાઇના સ્મરણાર્થે જૈન હાઇસ્કુલની સ્થાપના અર્થે રૂા. બે લાખની નાદર રકમ મલી. તેના મુખ્ય ટ્રસ્ટી તરિકે સ્વ. શેઠ ગુલાબચંદ દેવચંદ હતાં.

સંવત ૧૯૮૩માં શુભ દિવસે શ્રી નગીનચંદ ઘેલાભાઇ જૈન હાઇસ્કુલ'ની સ્થાપના થઇ. આ સ્થાપના સ્વ. શેઠ ગુલાબચંદ દેવચંદના સુપ્રયાસનુંજ ફળ છે. આ રિતે જૈન કોમના ભાવી ઇતીહાસમાં સ્વ. શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરીએ સ્વ. શેઠ નગીનચંદ ઘેલાભાઇનું નામ અમર કર્યું છે. તેનો યશ તેમનેજ ઘટે છે.

આ હાઈસ્કુલનો ઉદ્દેશ એ છે જે 'હાઈસ્કુલની ઉંચ્ચ કેલવણી લેવા માંગતાં જૈન વીધાર્થીઓને કોઇપણ પ્રકારની ફી ન લેતાં તદ્દન મફત શિક્ષણ આપવું. આમ વિદ્યાર્થીઓને હાઇસ્કુલની ઉંચ્ચ કેલવણી આપવા ઉપરાંત વિદ્યાર્થીઓને જૈનત્વના સંસ્કારો આપવા, ધર્મનું ઉંડું રહસ્ય શિખવવા, ધાર્મિક કળવણી પણ આ સંસ્થા આપે છે.

આ સંસ્થાની વ્યવસ્થા અત્રેની સાર્વજનીક સોસાયટીને સોંપવામાં આવી છે તે સબંધી ભલે બેમત્ હોય છતાં સંસ્થાની આવશ્યકતા વિષે તો બેમત છેજ નહિ. સદ્દહુ સંસ્થા ટુંક સમયથીજ શરૂ થયેલી હોઇ હાલ તો આટલા ટુંક નિવેદનથી સંતોષ માનવો પડયો છે. આ સંસ્થા પણ દિન પ્રતિદિન કેળવણીના ક્ષેત્રમાં પોતાનો સંપૂર્ણ ફાળો આપે એજ પ્રત્યેક જૈનની મહેચ્છા હોય.

આ સંસ્થાના મુખ્ય વહીવટદાર તરીકે ઝવેરી જીવણચંદ સાકેરચંદ ચલાવે છે. સૌ કોઈ ઇચ્છે કે તેઓશ્રી આ સંસ્થાને તેનો આદર્શ પહોંચાડે એટલે કે જૈન હાઈસ્કુલમાં જેમ જૈન વિદ્યાર્થીઓ ફ્રી અભ્યાસ કરી શકે છે તેમ જૈનેતર વિદ્યાર્થીઓ માટે પુરતું ફંડ કરી તેઓને પણ લેવાતી ફી માંથી મુકત કરી ફ્રી જૈનહાઈસ્કુલ બનાવે.



# પ્રકરણ ૨ જું. (ब)

## શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ–સુરત.

સ્થાપના, સંવત ૧૯૭૫માં મૂનિમહારાજશ્રી માણેકમૂનિજી તથા રત્નવિજયજીના સદ્દુપદેશથી.

પ્રમુખ રા૦ શેઠ દલીચંદ વીરચંદ.

માનદ્ મંત્રી રા૦ હરિલાલ શિવલાલ શાહ. B. A.

ટ્રેઝરર રા૦ શેઠ હીરાચંદ હરખચંદ.

ગૃહપતિ રા૦ પોપટલાલ પૂંજાભાઈ પરિખ.

સુરતમાં જ્યારે શ્રી રત્ન સાગરજી જૈન વિદ્યાશાળાનું સ્થાપન થયું તે સમયે નવયુગના આછા અજવાળા ભારતે નિહાળ્યા હતાં. સૌ કોઇ યુગ પલ્ટા માટે તલસી રહ્યું હતું.

પણ એ સમયે સમાજ ગૃહના મંદીરો મંદીરો ન હતાં. સાચા જૈનત્વના તો માત્ર ભણકારાજ રહ્યાં હતાં. એ મંદીરોમાં વસતા બન્ધુઓની શારીરિક સ્થિતિ શોકજનક હતી. કેળવણીમા અભાવે માનસિક સ્થિતિ કલંકીત હતી. નૈતિક બંધારણના પાયા હલમલી રહ્યાં હતાં. આત્મોન્નતિના માત્ર સ્વપ્નોજ હતાં. તેના પરિણામે જૈનોના તિર્થો ભયમાં આવી પડયાં હતાં. જૈનોનું સાહિત્ય છીન્નભીન્ન સ્થિતિમાં વેરાયેલું હતું, અને ભંડારોમાં કીડાઓનેજ ભોગ થઇ પડયું હતું. આર્થિક પરિસ્થિતિમાં તો કેટલાય જૈનોને પેટ

પોષણુ માટે ફાંફાં મારવાં પડતાં. આ સ્થિતિમાંથી બચવા એકજ ઉપાય હતો અને તે 'કેળવણી' આથીજ સુરતે પ્રથમ તો 'શ્રી રત્નસાગરજી વિદ્યાશાળા' સ્થાપી.

પછી તો જમાનાનો પ્રવાહ આગળ વધતાં પ્રજા સંપૂર્ણ જાગૃત થઇ ચુકી હતી. તેથીજ ધનિકો પોતાનું ધન, વિદ્વાનો વિદ્વતા, વિચારકો વિચાર આ દિશામાં ખર્ચવા લાગ્યા. એના પરિણામે સમાજનું આત્મ મંથન થયું.

એ આત્મ-મંથનથી એ પણ જણાયું કે આ પરિ-સ્થિતિનું પ્રવર્તન કરી નવયુગ લાવવાની શકિત નવયુવકોમાંજ છે કારણુ નવયુવકોજ સમાજના સાચા સેવક છે, નેતા છે. આથીજ નવયુવકોની જેટલી અને જેમ પ્રગતિ વ્હેલી તેટલીજ સમાજની પ્રગતિ વ્હેલી ! એ સૌએ સ્વિકાર્યું.

એ સમયે સારાય વિશ્વમાં નજર કરતાં સૌને સમ-જાયેલું કે દરેક દેશ-સમાજ અને જ્ઞાતિના ઉદ્ધારકો યુવાનોજ છે. મહારાષ્ટ્રોના ભાવી યુવાનોએજ ઘડયા છે. આથીજ જૈનસમાજ પણ પોતાના નવયુવાનો ઘડવા બ્હાર પડી.

પછી તો જાગૃતિનો જબ્બર વંટોળીઓ ચડયો. સૌ તે સાથે ઉડયા અને સ્થળે સ્થળે પાઠશાળાઓ-બોર્ડિંગો અને ગુરૂકુળો સ્થપાયા. એક સારી સુશિક્ષિત માતા સો સારા શિક્ષકોની ગરજ સારે છે પણ તેવી માતાઓ અજ્ઞાનતાના

કારણે સમાજમાં ભાગ્યેજ દૃષ્ટીગોચર થતી. આથી ભાવી યુવાનો ઘડવા ઉપરની સંસ્થાઓ સર્વત્ર સ્થપાઇ. સૌ સંસ્થાઓ એકજ ઉદ્દેશે સ્થપાઇ કે બાળકોને સદ્‌ગુણી અને સદ્વર્તનશાળી બનાવી સાચા જૈન રત્નો ઉત્પન્ન કરવા અને એ માર્ગે સમાજનું ગત્ ગૌરવ પૂનઃ પ્રાપ્ત કરવું.

યુવાનોના શારીરિક–માનસિક–નૈતિક–અને આધ્યાત્મિક વિકાસો કરી તેમને આત્મપ્રીય-ધર્મપ્રીય–અને સેવાપ્રીય બનાવવા અર્વાચીન આશ્રમોએ જોખમદારી વ્હોરી. ત્યારેજ આ સંસ્થાઓને સમજાયું કે વિદ્યાર્થીઓને મેટ્રીક કે બી. એ. બનાવવામાં કર્તવ્યની પૂર્ણાહુતી નથી. સંસ્થાઓની મુલાકાતે આવનાર ગૃહસ્થોને કૃત્રિમ વિનય ભરેલું વર્તન બતાવનાર નિર્બળ યુવાનો ભેગા કરવામાં પરિપૂર્ણતા નથી. પણ સંસ્થાઓએ તો યુવાનોને વ્યહુવારિક તેમજ ધાર્મિક બન્ને કેળવણીમાં પારંગત કરી, તેમના સર્વ વિકાસો સાધી, તેમનામાં સેવા અને સજ્જનતાના સંસ્કારો રેડી, જેને આદર્શ જૈનો કહી શકાય તેવા કરવાના છે. ત્યારેજ આ બધી સંસ્થાઓની સાર્થકતા ગણાય.

આ કારણથી અને સુરતમાં શ્રી રત્ન સાગરજી વિદ્યાશાળામાં અને બોર્ડિંગમાં અંગ્રેજી ત્રીજા ધોરણના અભ્યાસ પછી આગળ અભ્યાસ કરવાને જૈન વિદ્યાર્થીઓ માટે એકે સાધન ન હતું. આથી આગળ વધવા ઇચ્છતાં વિદ્યાર્થીઓ

માટે એક સારી સંસ્થાની જરૂરીયાત સુરતના જૈનોને ભાસી. જમાનો કેળવણીનો છે આ કેળવણીના યુગમાં સુરત જીલ્લાના વિદ્યાર્થીઓ માટે સંપૂર્ણ કેળવણી પ્રાપ્ત કરવાના સાધનો ન હોય તે સુરતની દાનવીર પ્રજા કેમ સહન કરે ?

આથી જૈનત્વની પ્રબળ શ્રધ્ધાના અભિમાને ભૂતકાળમાં જૈનોનું જે ગૌરવ હતું તે પુનઃ પ્રાપ્ત કરવાની મહેચ્છાએ સંવત ૧૯૭૫ના કાર્તિક શુદી સાતમને રવિવારે મૂનિશ્રી રત્નવિજયજી તથા સમયજ્ઞ મૂનિશ્રી માણેકમૂનિજીના શુભ હસ્તે.

## 'શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ'-સુરત.

ની સ્થાપના થઇ. આ સંસ્થાની સ્થાપના માટે અને તેની જરૂરીયાત વિષે પછી તો બે મત નજ રહ્યા, કારણ કે એતો સુવિહિત છે કે જૈન કોમ કેળવણીમાં પછાત હોઇ બીજી કોમો કરતાં ઉતરતી કોટીમાં ગણાતી. આથીજ ભાવી પ્રજાને ઘડવાનો એકજ ધોરી માર્ગ સમજાયો અને તે 'કેળવણી'. કારણ આ પ્રજા સમજી ગઇ કે કેવળ ધન પ્રવૃતિમાંજ કોમની ઉન્નતિ નથી. પણ તે સાથે પ્રજામાં વિદ્યા-જ્ઞાન-ચારિત્ર અને સદ્‌ગુણ પ્રાપ્તિની પણ અભ્યુદયાર્થે આવશ્યકતા છે. અને એ તો નિર્વિવાદ છે કે જ્ઞાન-વિદ્યા -અને કલામાં જેમ જેમ આગળ વધાશે તેમ તેમ લક્ષ્મી તો સ્વયમેવ પાછળ ઘસડાતી આવશે. આથી સુરતના ગામડા-

ઓમાં વસનાર જૈનોના બાળકોને હાઇસ્કુલ અને કોલેજની ઉચ્ચ કેળવણી લેવા જે સંસ્થાની સુરતને જરૂર હતી તે આ સંસ્થાએ પુરી પાડી પોતાની આવશ્યકતા સિદ્ધ કરી છે.

જૈનોના વિદ્યાર્થીઓને અંગ્રેજી ચોથા ધોરણથી કોલેજના B. A ક્લાસ સુધીના કેળવણીના સાધનો મફત પુરા પાડવા સાથે તેમનો સર્વદેશીય વિકાસ સાધવો, તેમનામાં ધાર્મિક સંસ્કારોનું સિંચન કરવું, અને આદર્શ જૈનો કહીએ તેવા ઉત્પન્ન કરવામાં યથાશકિત ફાળો આપવો એજ આ આશ્રમનો મુખ્ય ઉદ્દેશ છે.

આ સંસ્થામાં 'શ્રી રત્નસાગરજી જૈન બોર્ડીંગ' માફક કોઈપણ પ્રકારનું લવાજમ લેવામાં આવતું નથી. ઉપરાંત દરેક વિદ્યાર્થીને દૈનિક જરૂરીયાતના સાધનો પુરા પાડવામાં આવે છે.

ઉપરાંત ગરીબ વિદ્યાર્થીઓને સ્કુલ–ફી તથા પરચુરણ ખર્ચને પહોંચી વળવા સંસ્થાના ફન્ડના પ્રમાણમાં ગુપ્ત મદદ પણ અપાય છે.

સામાન્યતઃ જૈનો શરીરબળમાં પછાત છે. આથીજ શારીરિક ખીલવણીનો પ્રશ્ન સમાજ સન્મુખ ખડો થયો છે આથી આ સંસ્થામાં દરેક વિદ્યાર્થીને સવારમાં ફરજીયાત કસરત કરાવવામાં આવે છે. રમતગમતના સાધનો પણ પુરા

પાડવામાં આવે છે. છતાં એટલું તો અવશ્ય જણાવવું જોઈએ કે એક વ્યાયામશાળાની આ આશ્રમને પરમ આવશ્યકતા છે, જે દ્વારા વિદ્યાર્થીઓના શારીરિક વિકાસમાં સંગીન પ્રગતિ થઈ શકે. સુરતના જૈનો અને સંસ્થાના વહીવટદારોએ આ બાબત પર લક્ષ આપવાની પરમ આવશ્યકતા છે.

માનસિક વિકાસ અર્થે એક નાનકડું પુસ્તકાલય પણ આ સંસ્થામાં છે. તેમાં ધાર્મિક-નૈતિક અને સામાજીક પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે છતાં તેને વિશાળ કરવાની જરૂરીયાત તો છેજ. ઉપરાંત એક વાંચનાલય પણ છે જેમાં દૈનિક-અઠવાડિક-અને માસીક પત્રો મંગાવવામાં આવે છે, જે દ્વારા વિદ્યાર્થીઓને ઐતિહાસીક જ્ઞાન સાથે બહારની દુનિયાનો પણ અનુભવ મળી શકે છે.

વિદ્યાર્થીઓમાં વકતૃત્વ શકિતનો વિકાસ થાય, તેઓ ખુલ્લા દીલથી બોલી શકે, અને પોતાની ભાષાપર કાબુ મેળવી પોતાના વિચારો સંગીન પણે જાહેરમાં વ્યકત કરી શકે એ આશયથી એક વક્તૃત્વ સભા Debating Society પણ ચલાવવામાં આવે છે.

વિદ્યાર્થીઓ પોતાની લેખન શકિતનો વિકાસ કરી પોતાના વિચારો સંસ્કારી ભાષામાં જાહેર કરી શકે અને સાહિત્ય જેવા વિષયમાં તેઓ રસ લેતા થાય એ માટે

'પ્રભાત' નામનું હસ્ત લીખિત માસિક તૈયાર કરવામાં આવે છે. વિદ્યાર્થીઓની એ સંગીન પ્રવૃતિ છે.

જગતનો વિદ્યાર્થી વર્ગ પ્રગતિમાં છે, ત્યારે આપણો પણ એ વર્ગ એ પ્રગતિથી વંચીત ન રહે માટે સમાજની યથાશકિત સેવા કરવા અત્રેના વિદ્યાર્થીઓએ એક સ્વયં સેવક મંડળ ઉભુ કર્યું છે જે સુરત અને સુરત જીલ્લાના ગામોમાં સમાજ સેવામાં યથાશકિત ફાળો આપે છે.

આત્મિક વિકાસ માટે ધાર્મિક અને નૈતિક કેલવણી આવશ્યક છે. ધાર્મિક કેલવણી એ જીવનનો પાયો હોઇ તે પર આ સંસ્થામાં પણ લક્ષ આપવામાં આવે છે. દરરોજ પ્રભુ પૂજા, સવાર સાંજ પ્રાર્થના, પંચતિથી પ્રતિ ક્રમણ પણ આ સંસ્થામાં થાય છે. દરરોજ એક કલાક ધાર્મિક અને નૈતિક શિક્ષણ આપવામાં આવે છે. દર રવિવારે વિદ્યાર્થીઓ ગુરૂવંદન અને ઉપદેશ શ્રવણ કરવા જાય છે.

આમ અનેક વિધ્ પ્રવૃતિઓ કરતું આ આશ્રમ સમાજની એક ઉપયોગી સંસ્થા છે. સમાજની ઉન્નતિમાં તે યથાશક્તિ ફાળો આપે છે. તેથીજ તેની જરૂરીયાત માટે મતભેદ નથી. ટુંકી મુડીમાં સંગીન કાર્ય આ સંસ્થા કરે છે તે તેના કાર્યવાહકોના સુપ્રયત્નોને આભારી છે.

આપણી અન્ય સંસ્થાઓમાં સમયાનુંકુળ અને સંજોગાનુસાર ત્રુટિઓ હોય છે તેમ આ સંસ્થા પણ તેથી

વંચીત નથી. આ સંસ્થાને સ્વતંત્ર મકાનની જરૂરીયાત છે એમ તેના રિપોર્ટ પરથી જણાય છે અને આ સંસ્થાના ઉજવળ ભાવી અર્થે આ સાધનોની પરમ આવશ્યકતા લેખાયજ.

આ સંસ્થા સ્વ. શેઠ જમનાદાસ લાલભાઈના મકાનમાં તેના ઉદારચિત્ત ટ્રસ્ટીઓની ઉદારતાથી રહે છે. સંસ્થાનું સ્થાઈ ફન્ડ પણ હજુ રૂા. ૧૦૦૦૦) આશરેનું છે જે સંસ્થાની જરૂરીયાતો અને ઉપયોગીતા જોતા તદ્દન નજીવુંજ ગણાય. આથી સુરતની દાનવિર પ્રજા આ સંસ્થાની જરૂરીયાતો પુરી પાડવા અને તેનું કાયમી સારૂ ફન્ડ કરવા લક્ષ પર લ્યે તો આ સંસ્થા સમાજોત્કર્ષમાં સુંદર ફાળો આપે તેમાં તો શકજ નહિ.

આ સંસ્થાના વહીવટદારોમાં પ્રમુખ તરિકે શેઠ દલીચંદ વીરચંદ અને ઑનરરિ સેક્રેટરી તરિકે હરિલાલ શિવલાલ શાહ B. A. ચલાવે છે. આ સંસ્થાની પ્રગતિ તેમનેજ આભારી છે. સૌ કોઈ તેનો ઉત્તરોત્તર અભ્યુદય ઇચ્છે એજ મહેચ્છા.



# પ્રકરણ ૩ જું.

## કેળવણી સહાયક સંસ્થાઓ.

### શેઠ ધરમચંદ ઉદેચંદ જૈન એજ્યુકેશન ફન્ડ.

(૧)

જૈનોની એક વખતની પાટણની પ્રભુતાનો વિચાર થતાં અત્યારની અવદશા માટે નેત્રો રડે છે. કયાં એક વખતની જૈનોની કરોડોની સંખ્યા અને કયાં આજની જુદા જુદા ફીરકાઓ, ગચ્છો, પેટા ગચ્છો અને સંઘાડામાં છીન્ન ભીન્ન થયેલી ચાર લાખની સંખ્યા ? કયાં એક વખતના કોટયાધિપતિઓ અને લક્ષાધિપતિઓની જૈનોની જાહોજલાલી અને કયાં આજની બેકાર દશા ? રાજકીય ક્ષેત્રમાં જૈનોની હાક વાગતી. જ્યાં ત્યાં જૈનોજ મુત્સદીઓ, પ્રધાનો, કારભારીઓ તરિકે અગ્રભાગ ભજવતાં. કયાં એ સ્થિતિ અને કયાં આજની ૧૫ થી ૨૦ રૂપીયા માટે ટળવળતાં લાખો જૈન યુવાનોની પરિસ્થિતિ ?

પણ ભૂતકાળ ગમે તેટલો ગૌરવ યુકત હોય, બાપદાદાઓ ગમે તેવા મહાન્ હોય, તેની ગમે તેટલી બુમો પાડીએ પણ તેથી શું વળનાર છે ? ગત્ ગૌરવ સાચવવું, અને તેમાં વૃદ્ધી કરવી એજ સમાજનું ધ્યેય હોવું જોઇએ.

આથીજ ભૂત અને ભવિષ્ય તો જગતના ગણાતા ડહાપણ માટે રાખી વર્તમાન ઘડવાનોજ યુગ ધર્મ આવી લાગ્યો છે, અને એમ થશે ત્યારેજ નવયુગના કિરણો ઝળહળશે.

સુરતમાં કેળવણી માટે શાળાઓ, પાઠશાળાઓ, સ્કુલો અને બોર્ડિંગો સ્થપાઇ છતાં સંપૂર્ણ કેળવણી (Higher Education) કેવળ નાણાંની સગવડને અભાવેજ વિદ્યાર્થીઓ ન લઇ શકતાં. ઇંગ્લેન્ડ-અમેરિકા આદિદેશોમાં જઇ સુશિક્ષીત થવાને જૈનો માટે એક પણ સાધન નહતું. તે સ્થિતિ સુધારવાને એક સારા ફન્ડની આવશ્યકતા હતી જે મારફત સગવડ મેળવી યુવાનો પોતાનો સંપૂર્ણ વિકાસ સાધી શકે તે સગવડ પણ સુરત જૈન સમાજે પુરી પાડી છે તે અતિહર્ષની વાત છે. અને તે સગવડ તે,

## 'શેઠ ધરમચંદ ઉદેચંદ જૈન એજ્યુકેશન ફન્ડ.'

આવા ફન્ડની જરૂરીયાત સિદ્ધ થતાં સુરતના જાણીતા વતની શેઠ લલ્લુભાઇ ધરમચંદ, શેઠ જીવણચંદ ધરમચંદ, શેઠ ગુલાબચંદ ધરમચંદ તથા શેઠ મગનલાલ ધરમચંદે પોતાની કંપની તરફથી સને ૧૯૦૭થી આગળ વધવા માગતાં વિદ્યાર્થીને લોનથી સ્કોલરશીપ આપવી શરૂ કરી. આથી શુભ પરિણામ આવેલું જોઇ આ ફન્ડને વધારી સમસ્ત જૈન સમાજને તેથી સારો લાભ મળે તેવી ઇચ્છાએ, રૂા.

૬૦૦૦૦)ની નાદર રકમ તેમાં રૂ. ૩૯૯૪૧) રોકડા તથા રૂા. ૨૦૦૫૯) જુદા જુદા વિદ્યાર્થીઓને આપેલી લોન મળી રૂા. ૬૦૦૦૦)નું એક ટ્રસ્ટડીડ આ શુભ કાર્ય માટે થયું. સમસ્ત જૈન કોમના વિદ્યાર્થીઓને આગળ વધવા જરૂરી પ્રસંગે લોનથી નાણા ધીરી, તેઓ કમાય ત્યારે પાછા આપે એ ઉદ્દેશથી ઉપરના સદ્‌ગૃહસ્થોએ પોતાના પૂજ્ય પિતાશ્રીના સ્મરણાર્થે ‘શેઠ ધરમચંદ ઉદેચંદ જૈન એજ્યુંકેશન ફન્ડ’ની સને ૧૯૧૭ની સાલમાં સ્થાપના કરી જે ખરેખર જૈન કોમનું ભારેમાં ભારે સેવા બજાવી રહ્યું છે.

આજ સુધીમાં આ ફન્ડનો ઘણાએ લાભ લીધો છે, અને તેઓ વિલાયત અને અમેરીકા જઈ સંપૂર્ણ અભ્યાસ કરી શકયા છે જે આ એજ્યુકેશન ફન્ડ અસ્થિત્વમાં ન હોત તો બની શકેત કે કેમ તે શંકાસ્પદ છે. આ લોનથી આગળ વધેલાઓએ સારી પ્રતિષ્ઠા પામી સમાજસેવામાં પણ યથાશકિત ફાળો આપ્યો છે તે નોંધ લેતાં અત્યન્ત હર્ષ થાય છે.

આ ફન્ડથી આગળ વધેલા અને સમાજસેવાથી પ્રખ્યાત થયેલાં પૈકી ડો. વલ્લભદાસ નેણસી, રા. મકનજી જુઠાભાઈ બેરીસ્ટર, રા. અમરચંદ નેમચંદ શરાફ. B. A. L. L. B. ડૉ. ટી. ઓ. શાહ. એફ. આર. સી. એસ. લંડન. રા. હીરાલાલ છોટાલાલ ગાંધી. A. M. C. T. A. M. C. G. I.

રા. નગીનદાસ જગજીવનદાસ P. H. D. વિગેરેની સમાજ સેવાથી સૌ કોઇ જાણીતું છે. આ રીતે આ ફન્ડનો લાભ લઇ પોતાની અને સમાજની ઉન્નતિમાં ફાળો આપી તેના લાભ પામેલાએ આ ફન્ડની આવશ્યકતા સિદ્ધ કરી છે.

આ ફન્ડને અંગે એક સ્ત્રી કેળવણી ફન્ડ પણ છે જેમાંથી આગળ વધવા માંગતી સ્ત્રીઓને અભ્યાસ કરવા નાણા ધીરવામાં આવે છે. આ રીતે સ્ત્રી કેળવણીની પરમ આવશ્યકતા પણ આ ફન્ડે સ્વીકારી છે જે માટે જૈનસમાજ તેની ઋણી છે.

છેલ્લાજ વર્ષમાં આ ફન્ડમાંથી રૂા. ૧૭૩૫૦)ની લોન અપાઈ છે. આ સૌ પ્રગતિ તેના મુખ્ય વ્યવસ્થાપક શ્રીયુત જીવણચંદ ધરમચંદને આભારી છે. આ ફન્ડની વ્યવસ્થા કરવા ટ્રસ્ટીઓની વ્યવસ્થાપક કમીટી છે જેના મુખ્ય વહીવટદાર તરીકે શ્રીયુત જીવણચંદ ધરમચંદ ચલાવે છે. હજુ પણ આ ફંડને વિશાળ બનાવી જૈન યુવાનોને દેશ પરદેશ મોકલી સમાજને ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચાડવાને તેના ટ્રસ્ટીઓ મહા પ્રયત્નો સેવે એજ હૃદયેચ્છા.

## ( ૨ )
## શેઠ ગુલાબચંદ રાયચંદ સ્કોલરશીપ ફન્ડ

જૈન વિદ્યાર્થીઓને કોલેજ અને આગળ અભ્યાસ કરવાના કાર્યમાં શેઠ ધરમચંદ ઉદેચંદ જૈન એજયુકેશન

ફન્ડે મહાન્ સેવા બજાવી છે એ ઉપરાંત કેળવણીના પ્રચાર માટે જેટલું થાય તેટલું સૌ સમાજને ઉપયોગી છેજ. આથી બીજા સ્કોલરશીપ ફન્ડો પણ છે તેમાં.

'શેઠ ગુલાબચંદ રાયચંદ સ્કોલરશીપ ફન્ડ'

પણ એક ઉપયોગી ફન્ડ છે. જેમાંથી રૂ. ૧૦૦) સોસોની એક સ્કોલરશીપ એમ છ સ્કોલરશીપ રૂ. ૬૦૦)ની દર વર્ષે અપાય છે. તે ફન્ડ મેટ્રીક પછી આગળ અભ્યાસ કરવા માંગતા કોઇ પણ જૈન વિદ્યાર્થી માટે છે. આ ફન્ડે પણ જૈન સમાજની સારી સેવા બજાવી છે તે તેના મુખ્ય મેનેજીંગ ટ્રસ્ટી શેઠ નેમચંદ અભેચંદ ઝવેરીને આભારી છે.

( ૩ )

## શેઠ કલ્યાણચંદ નવલચંદ જૈન પ્રાઇઝ ફન્ડ.

આ ઉપરાંત 'શેઠ કલ્યાણચંદ નવલચંદ જૈન પ્રાઇઝ ફન્ડ' પણ છે. આ ફંન્ડમાંથી મેટ્રીકમાં સૌથી વધારે માર્કસ મેળવનાર જૈન વિદ્યાર્થીને દર વર્ષે રૂ. ૧૨૦) નું ઇનામ આપવામાં આવે છે. આ ફન્ડથી જૈન વિદ્યાર્થી જનતામાં પણ સારો ઉત્સાહ ફેલાય છે. તેના મેનેજીંગ ટ્રસ્ટી શેઠ હીરાચંદ ફૂલચંદ ઝવેરી છે.

આ સૌ કેળવણી પ્રચારક સંસ્થાઓ અને તેના ટ્રસ્ટીઓને સમાજના અનેક વિધ્ આશિર્વાદ હો.

# પ્રકરણ ૪ થું.

## ધાર્મિક કેલવણી અને પાઠશાળાઓ.

એ તો નિર્વિવાદ સિદ્ધ થઇ ચુકયું છે કે સારૂય ભારત જાગૃતિના ઉછાળામાં ઉછળી રહ્યું છે. જૈન કોમ પણ તેથી વંચીત નથી રહી. જમાનાના પ્રવાહમાં જૈન કોમ પણ સાથે જોડાઈ. કેલવણીના ક્ષેત્રમાં પણ જૈન કોમ એક કોમ તરિકે સિધ્ધ થઇ ચુકી, અને આ રીતે ભારતીય જનતામાં જૈન કોમે પોતાનું ગૌરવ જાળવી રાખ્યું છે તેથીય આગળ વધીને કહીયે તો કેલવણીની ઉણુપો પણ જૈન સમાજે સૌથી પ્રથમજ જનતા સમક્ષ રજુ કરી.

કેલવણીજ મનુષ્યને ધર્મપ્રિય અને આત્મપ્રિય બનાવે છે પણ તે કઇ કેલવણી ? માત્ર વ્યહવારિક કેલવણી તે માટે બસ નથી. અર્વાચીન કેલવણીમાં મોટામાં મોટો દોષ હોય તો તે ધામિક કેલવણીનો અભાવજ છે, અને એજ ભારતીય અધઃપતનનું પ્રથમ પગથીયું છે. જયારથી કેલવણીનો યુગ શરૂ થયો છતાં ધાર્મિક કેલવણી ભુલ્લી કેવળ વ્યહવારિક કેલવણીનીજ મોહજાળમાં ફસાયા ત્યારથીજ આર્યત્વ ગુમાવ્યું, અને ધાર્મિક કેલવણીના અભાવને જૈન સમાજે મોટામાં મોટો દોષ માન્યો અને તે દોષ દૂર કરવાને પણ જૈન સમાજે પ્રથમજ બીડું હાથ ધર્યું.

ધાર્મિક કેલવણી એજ જીવનનો પાયો છે જેનાપર ભાવી મ્હેલાતો ચણી શકાય. નૈતિક કેળવણી એ ધાર્મિક કેલવણીનું અંગ છે. નિતિ અને ધર્મ સિવાયનું જીવન એ જીવનજ નથી. તેથી તો ભ્રષ્ટતાને આવકાર અપાય છે. મનુષ્ય માત્રનું ધ્યેય આત્માને પરમાત્મા બનાવવાનું છે, અને તે જેમ જેમ આત્મવિકાસ થાય તેમ તેમ ધ્યેય પ્રાપ્તિ તરફ વ્હેલી કુચ થઈ શકે.

શારીરિક અને માનસિક ઉન્નતિ તો ઉત્સાહથી મેળવાય છે, નજરે જોઇ શકાય છે, અને તેના પરિણામો પણ પ્રત્યક્ષ જોઈ શકાય છે, અનુભવી શકાય છે. પણ આત્મિક ઉન્નતિ જે વધુ શ્રમ અને ઉત્સાહથી મેળવાય છે તે અગોચર હોય, નજરે જોઈ શકાતી ન હોય અગર તેના ફળ પ્રત્યક્ષ ન અનુભવી શકાતા હોય છતાં તેની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાને આર્ય પ્રજા માટે શબ્દાડંબરની લેશ માત્ર આવશ્યકતા નથી. આત્મિક ઉન્નતિ એતો ભારતનો આદર્શ છે અને રહેશે, અને જૈન સમાજ માટે એ નવીન વસ્તુ નથીજ. જૈન સમાજ તો તેમાંજ સર્વસ્વ માનતી આવી છે અને માનશે.

આજ કારણે વિદ્યાર્થીઓને વ્યહવારિક કેલવણી સાથે ધાર્મિક કેલવણીની પરમ આવશ્યકતા જણાયાથી અર્વાચીન કેળવણીમાં જે વિરૂદ્ધ મંતવ્યો ઘર કરી બેઠા છે તે દૂર કરવાને, પાશ્ચિમાત્ય જીવનની અસરથી બચવાને અને

ભાવી પ્રજાને સુવિચારી, અને સદાચારી બનાવવાને ઠેર ઠેર જૈન પ્રજાએ પોતાના પૈસે પાઠશાળાઓ ચાલુ કરી. જૈનત્વની પ્રબળ ભાવનાએ, વિદ્યાર્થીઓ પર જૈનત્વના ઉચ્ચ સંસ્કારો રેડવાને અને ભાવી પ્રજાને શાસન પ્રેમી અને ભકત બનાવવાને આવી પાઠશાળાઓ નભાવવામાં શ્રીમન્તોએ લાખો રૂપીઆ જૈનોદય અર્થે વાપર્યા. વ્યહવારિક કેળવણી ભલે શ્રીમન્તો બનાવે, ડોકટરો, વકીલો અને બેરીસ્ટરો પોતાના આંગણે ઉભા કરે પણ તેમાં કેળવણીની પરિપૂર્ણતા નથી એ તો ચોકસ. આથી વિદ્યાર્થીઓ નિશ્વાર્થ વૃત્તિવાળા થાય, સેવાપ્રિય અને ધર્મપ્રિય બને, ઉદાર અને પ્રમાણીક ઉદ્ભવે, જૈન આચાર વિચારમાં ચુસ્ત થાય, અને જીવનની મહત્તા સમજે, એ માટે જો કોઈ વસ્તુની પરમ તો શું પ્રથમ જરૂરીયાત હોય તો ધાર્મિક કેળવણીનો પ્રચાર એકજ વસ્તુ છે.

આથીજ અર્વાચીન કેળવણીમાં ધાર્મિક કેળવણીનો અભાવ એ મ્હોટામાં મોટી ખામી મનાઈ છે. આથીજ પ્રત્યેક આશ્રમ–બોર્ડિંગ અને પાઠશાળા મારફત આ ધાર્મિક કેળવણીથી એક નાનું બાળક પણ વંચીત ન રહે તે માટે મહાન કાર્ય જૈન સમાજે ઉપાડી લીધું છે અને એ રીતે ધાર્મિક કેળવણીનો પ્રચાર સર્વત્ર થઇ રહ્યો છે.

હવે જૈન સમાજે એટલુંજ જોવાનું અવશેષ રહે છે કે આ ધાર્મિક કેલવણી અગર તેની પ્રથા ધાર્મિક કેળવ-

ણીનો ઉદ્દેશ સાચવે છે કે કેમ ? સ્હેજે પ્રશ્ન ઉદ્ભવે કે આટ આટલી પાઠશાળાઓ મારફત થતો જૈનોની લક્ષ્મીનો ઉપયોગ કેળવણીનો હેતું સાચવે છે કે કેમ ? એથી સામાજીક જીવનમાં પરિવર્તન થયું કે કેમ ?

એક તરફથી જૈનસમાજ દિન ભર દિન ઘટતી જાય છે, બીજી તરફ જે જૈનો રહ્યા છે તેમનામાંથી પણ જૈનત્વના સંસ્કારોનો બહુધા, લોપ થતો જાય છે. આ સ્થિતિમાં જેને સુશ્રાવક કહી શકાય તેવા શ્રાવકો આંગળીના વેઢે ગણી શકાય તેટલાંજ સમાજમાં અસ્થિત્વ ધરાવતાં હવે એ જૈન સમાજના ઓછા કમ્ ભાગ્ય નથી. છતાં પણ તે સ્થિતિમાંથી બચવા આપણી આ પાઠશાળાઓએ શું કર્યું ?

Some thing is better than nothing એ ન્યાયે અગર ગોળ અંધારે ખવાય અગર અજવાળે ખવાય છતાં ગળપણનો સ્વાદ લાગવાનોજ, તેમ અત્યારે અપાતી ધાર્મિક કેળવણી અર્થ શુન્ય તો નથીજ. એટલું છે તે પણ ઉપયોગી તો છેજ. છતાં તેમાં રહેલ ન્યુનતા તરફ આપણું લક્ષ ન ખેંચાય તો ડાહી ગણાતી જૈન કોમનું ડહાપણ ત્યાં નિંદાય છે. આથીજ એ ન્યુનતા તરફ સૌનું ધ્યાન ખેંચાવું ઘટે છે.

આજની પાઠશાળાઓ અને સંસ્થાઓનો અનુભવ લેતાં અને વિદ્યાર્થી જનતામાં ધાર્મિક કેળવણી પ્રત્યે માનસ શાસ્ત્રનો વિચાર કરતાં સમજાય છે કે અત્યારે આપણી

ધાર્મિક કેળવણી બહુધા રસહીન થઇ પડી છે તેમાં તાત્વિક દ્રષ્ટિએ બહુ ઓછું ધ્યાન આપવામાં આવતું હોઇ મોટી ઉંમરના વિદ્યાર્થીઓને એકલીજ ગોખણપટ્ટી પ્રચલીત કેળવણીના બોજામાં વધુ બોજો નાખે છે એ સ્થિતિ સુધારવી ઘટે છે.

અત્યારે નવકાર મંત્રથી કર્મગ્રન્થઆદિ સુત્રો ગોખણપટ્ટીથીજ શીખવવામાં આવે છે પણ એ જીવવિચાર–નવતત્વ–કે કર્મગ્રન્થ ભણનાર ભાઇ અગર બ્હેનને પૂછીએ કે 'જીવનું સ્વરૂપ શું? જગતૂને નવતત્વો શા માટે જોઇએ? કર્મ અને આત્માનો શો સબન્ધ?' તો તે પ્રશ્નોના જવાબ આપણને સંતોષકારક તો નહિજ મળે, અરે સામાન્ય પ્રશ્નો પૂછીએ કે 'પ્રભુ વીરના ગૃહસ્થાશ્રમનો આદર્શ કયો? સંપ્રતી અને શ્રેણીક કોણ અને કયારે થયાં? આપણા પ્રત્યેક તિર્થની મહત્તા શું? મરૂદેવી–ત્રીશલા અને રાજીમતિ કોણ?' તો પણ તેના જવાબ ભાગ્યેજ મલશે. વળી સ્હેજ ભાવે પૂછીએ કે 'દહેરાસરજીમાં જવાની દર્શન વિધિ કઇ? ધુપ કે દિપક પૂજા કેમ કરાય? સાચાદેવ ગુરૂ અને ધર્મ કોને કહેવાં?' એનો પણ જવાબ અર્થ શુન્યજ આવશે.

આથી એક તરફ કર્મ–ગ્રન્થઆદિ ભણાવવામાં આવે જ્યારે બીજી તરફ આવું વ્યહવારૂ જ્ઞાન પણ ન આપવામાં આવે ત્યારે તો ધાર્મિક કેળવણીમાં જરૂર ન્યુનતા ગણાય. આથીજ ધાર્મિક કેળવણીની પ્રથા સુધારવી ઘટે છે.

જમાનો કેળવણીનો છે. અંગ્રેજી કેળવણીનો પ્રચાર થઇ રહ્યો છે તે સાથે તેમાં રહેલ દોષોનો પણ પ્રચાર થઇ રહ્યો છે તે ભૂલવું જોઇતું નથી. જૈનત્વનો લોપ થતો અટકાવવાને આ કેળવણી વ-તે ઓછે જવાબદાર રહેશે. આપણી જૈન જનતાં સુવિચારક હોય, જૈનત્વ મય હોય, આચાર-વિચાર અને ક્રિયા કાન્ડમાં ધર્મ ચુસ્ત હોય, તો સ્હેજે જૈનેતરો આપણા તરફ આકર્ષાય, વળી અંગ્રેજી કેળવણીના પ્રચાર સાથે વિચારકતાં વધતી જાય છે. જો કેળવાયેલાઓને ધર્મના ગુઢ રહસ્યો પધ્ધતિસર સમજાવવામાં આવે, સમજાવટ ભરેલી પધ્ધતિએ વૃત-નિયમનો શીખવવામાં આવે, તો સ્હેજે તેઓ ધર્મ ચુસ્ત થાય. આચાર વિચારમાં દ્રઢ થાય. સમજ્યા વિનાનો સ્વિકાર પ્રાયઃ કરીને લાંબો સમય ટકતો નથી, તેમાં ન્યુનતા રહેવાનો સંભવ છે. કેટલીક વખત પતીત પણ થવાનો ભય રહે છે. સમજ્યા વિના, ગળે ઉતર્યા વિના ન સ્વિકારવું એ અંગ્રેજી કેળવણીથી આવેલ દોષ છે. તે દોષ જરૂરી છે કે બીનજરૂરી તે મતભેદનો પ્રશ્ન ભલે હોય પણ તેમાં વિચારકતાંને અવકાશ છેજ. તેમ સમજાવટથી કાર્ય લેવામાં આવે તો લાભાલાભની દ્રષ્ટિએ તેમાં ઘણોજ લાભ છે. હાલની કેળવણી પામેલા યુવાનોને આમ પદ્ધતિસર તત્વોનું જ્ઞાન આપવામાં આવે અને તેવા ઉપદેશકો અગર શિક્ષકો તૈયાર થાય તો આ

જમાનામાં પણ સાચા જૈનત્વનો ભાસ કરાવી શકાય. એવાજ ઉપદેશકોની આ જમાનાને મોટી જરૂર છે એમ **શ્રી વીરચંદ રાઘવજી** જેવાઓએ અમેરીકા અને યુરોપમાં ફરી જૈનત્વનો દિગ્ વિજય કરી આપણને સમજાવ્યું છે, આથી પણ ધાર્મિક કેળવણીની પ્રથામાં પુનઃ રચના થવી ઘટે છે.

જૈનત્વનો વિજય હસ્તગત્ કરવાને પ્રથમ તો જૈન સમાજના પૂજ્ય આચાર્યો, વિદ્વાન મુનિરાજો, સમાજ નેતાઓ, અને કેળવણીના પ્રખર હિમાયતીયોએ પોતાની કેળવણીની એક પરિષદ્ બોલાવી વ્યહવારિક અને ધાર્મિક ઉભય કેળવણીનો જૈન સમાજને લગતો ફડચો કરી નાખવો જોઇએ. આ પરિષદ્ યુનીવરસીટીની માફક એક સેનેટ નિમે જે મારફત વ્યહવારિક અને ધાર્મિક કેળવણી વિચારી તેનો પ્રચાર કરવો. જૈનો પાસે પોતાની પ્રાથમિક શાળાઓ, મિડલસ્કુલો હાઇ સ્કુલો અને પાઠશાળાઓ છે અને ધારે તો જૈન સમાજ પોતાની યુનીવરસીટી પણ ઉભી કરી શકે છે. માત્ર સંગઠ્ઠનનાજ અભાવે લાખો અને કરોડોનો ખર્ચ થવા છતાં જોઇએ તેવા ફળ નિપજાવી શકાતાં નથી. એ શોચનીય સ્થિતિમાંથી ઉગરવા ઉપરના સંગઠ્ઠનની પ્રથમ જરૂરીયાત છે. તે છતાં કમભાગ્યે એ સંગઠ્ઠન ન થઇ શકે ત્યાં સુધી પ્રત્યેક શહેરના આગેવાનોએ મળી ધાર્મિક કેળવણીનો પ્રશ્ન તો ઉકેલી નાખવોજ જોઇએ, અને બધીજ પાઠશાળાઓ

એમ પ્રકૃતિસર શરૂ કરાવવી જોઈએ. તોજ ભાવી જનતાને યોગ્ય માર્ગે દોરી શકાશે.

આ ફડચો લાવવાને એક મુશ્કેલી યોગ્ય શિક્ષકોની છે. ઘણા સ્થળે એવી ફરીયાદ છે કે ગમે તેટલો પગાર આપવા છતાં યોગ્ય શિક્ષકો મલતાં નથી તેમ કેટલાક શિક્ષકોની પણ ફરીયાદ છે કે જ્યાંસુધી ઉદર પોષણ અર્થે ચાલુ જમાનાની જરૂરીયાત મુજબ યોગ્ય પગાર ન મળે ત્યાંસુધી પ્રાણ રેડીને અભ્યાસ ક્યાંથી કરાવી શકાય? આથી બંને પરિસ્થિતિ સુધારવી ઘટે છે. શિક્ષકોએ એમ સમજવું જોઈએ કે ભાવી યુવાનોની ધાર્મિક અને નૈતિક સુધારણાની મહાન્ જોખમદારી પોતાના શીર છે તેથી માત્ર પગાર તરફ નજર ન કરતાં ભાવી ઉદયની ખાતર પોતાની ફરજો અદા કરવામાં સદા સાવધાન રહેવું જોઈએ, અને પાઠશાળાના સંચાલકોએ માત્ર આઠ કે દશ રૂપીઆનો એકાદ્ પગારદાર માણસ 'બોલો પોપટ સીતારામ' વાળું શિક્ષણ આપી જાય, જેનામાં ચારિત્રનું નામ નિશાને ન મળે, તેવા શિક્ષકો યોજતા પૂર્વે વિચાર કરવો ઘટે અને યોગ્ય લાયકાતવાળા શિક્ષકોને તેમની લાયકાત મુજબ યોગ્ય વેતન આપી તેમને ઉત્સાહીત કરવા ઘટે.

અને આવીજ કન્યા પાઠશાળાઓની પણ સ્થિતિ છે. આજે ઘણા સ્થળે મહિલાવિદ્યાલયો–વિધવાશ્રમો–શ્રાવિકાશ્રમો

અને પાઠશાળાઓ ખોલાય છે પણ ઉપરનાજ કારણે તે વર્ગમાં પણ પ્રગતિ નથી તે સ્થિતિ સુધારવાને પણ પ્રયત્નો કરવા જોઇએ, અને એ રીતે સ્ત્રીકેળવણીનો પણ ફડચો લાવવો જોઇએ.

આ રીતે જો જૈન સમાજ એકત્ર મળી પોતાની કેળવણીનો ફડચો લાવે તો જૈનોદય હસ્તગતજ છે.

સુરતમાં પણ સ્થળે સ્થળે આવી પાઠશાળાઓ છે. તેનું વિગતપત્ર લત્તાવાર નિચે આપ્યું છે. સુરતની દરેક પાઠશાળાના સંચાલકો સાથે મળી ખુબ વિચારપૂર્વક ધાર્મિક કેળવણીનું બંધારણ ઘડે તો ટુંક સમયમાંજ ધાર્મિક કેળવણી સર્વાંગ સુંદર બનાવી, ભાવી પ્રજાનો ઉધ્ધાર કરી, તેમના અનેકશઃ આશિર્વાદ પામી શકે. શાસનદેવ, સૌને સન્મતિ અર્પો! અસ્તુ.

## વડાચૌટા

### (૧)

### વડાચૌટા જૈન વિદ્યાશાળા,

ધાર્મિક કેલવણીની આવશ્યકતા સિધ્ધ થતાં ઉપરોક્ત પાઠશાળા પ્રથમજ સુરતમાં સ્થપાઈ. આ પાઠશાળા જુનામાં જુની છે. વડાચૌટાના પંચાયત ખાતાના મકાનમાંજ આ પાઠશાળા ચલાવવામાં આવે છે. આ પાઠશાળા છોકરાઓ માટેજ હોઈ હાલમાં ૩૭ છોકરાઓ તેનો લાભ લે છે.

પાઠશાળાને અંગે એક નાનકડી લાયબ્રેરી પણ છે. અભ્યાસમાં પંચ પ્રતિક્રમણ અને મોટા અતિચાર ચાલે છે. પાઠશાળાનો નિભાવ લોન લીધી છે તેમાંથી થાય છે. નિયમિત હાજરી માટે છોકરાઓને પાઇ પાઈ ઈનામ આપવામાં આવે છે. પાઠશાળાનો સમય સવારમાં નવથી સાડા દશનો રાખવામાં આવેલ છે. આ સંસ્થાનો વહીવટ તેના મેનેજીંગ ટ્રસ્ટીઓ કરે છે. મુખ્ય વહીવટદાર તરિકે રા. મગનલાલ પુરૂષોતમદાસ બદામી (વકીલ) કરે છે. બધી પાઠશાળાઓને જરૂર છે તેમ શિક્ષણક્રમ ગોઠવવાની જરૂર છે. શિક્ષક તરિકે માસ્તર ખીમચંદ વ્રજલાલ કામ કરે છે.

## ગોપીપુરા.

(૨)

### શ્રી મોહનલાલજી જૈન પાઠશાળા

આ સંસ્થા પ્રાતઃસ્મરણીય મોહનલાલજી મહારાજ સાહેબના સ્મારકરૂપે જાણીતા શેઠ નગીનચંદ કપુરચંદ તરફથી સ્થપાઇ છે. આ પાઠશાળા શ્રી મોહનલાલજી જ્ઞાનભંડારના મકાનમાંજ ચલાવવામાં આવે છે. તેનો ખર્ચ પણ શેઠ નગીનચંદ કપુરચંદ તરફથી નભાવવામાં આવે છે. હાલમાં ૨૫ વિદ્યાર્થીઓ આ સંસ્થાનો લાભ લ્યે છે. પાઠશાળાનો સમય ૭ થી ૮ રાખવામાં આવેલ છે. વિદ્યાર્થીઓને નવકાર મંત્રથી જીવ વિચાર નવ તત્વઆદિ શિખવવામાં આવે છે.

દર મહિને ઇનામ પણ આપવામાં આવે છે. અન્ય સંસ્થાઓની પેઠે અત્રે અભ્યાસક્રમ ગોઠવવાની જરૂર છે. વહીવટદારો તરીકે શેઠ ફકીરચંદ નગીનચંદ ઝવેરી તથા શેઠ ચુનીલાલ ગુલાબચંદ દાલીયા છે. શિક્ષક તરીકે માસ્તર ગોરધનદાસ ગીરધરલાલ કામ કરે છે.

## શેઠ ભુરાભાઈ નવલચંદ જૈન પાઠશાળા
(૩)

આ પાઠશાળા સંવત ૧૯૮૦ માં સ્થપાઇ છે. તેનો ખર્ચ શેઠ ભુરાભાઈ પોતેજ આપે છે. ૨૫ વિદ્યાર્થીઓ આ સંસ્થાનો લાભ લઈ રહ્યા છે. નવકાર મંત્રથી નવ સ્મરણ આદી ભણાવવામાં આવે છે. ઇનામ પણ તેમનાજ તરફથી અપાય છે. પાઠશાળા માટે સ્વતંત્ર મકાન નથી. સમય રાતના ૭ાા થી ૮ાા રાખવામાં આવેલ છે. આ પાઠશાળાનો વહીવટ પણ તેઓ પોતેજ કરે છે. અન્ય સંસ્થાઓની માફક અભ્યાસક્રમ અને લાયબ્રેરીની ત્રુટિઓથી આ સંસ્થા પણ વંચીત નથી. શિક્ષક તરીકે માસ્તર ગોરધનદાસ ગીરધરલાલ કામ કરે છે.

## છાપરીયા શેરી
(૪)

## જૈન પાઠશાળા

આ સંસ્થાની સ્થાપના સંવત ૧૯૮૨ના ભાદરવા શુદ પાંચમના રોજ થયેલ છે. આ સંસ્થા શેઠ નગીનભાઈ

જેચંદભાઇ જરીવાલાએ શરૂ કરાવી છે અને પોતાનાજ ખર્ચે તે ચલાવે છે. સંસ્થાનો વહીવટ પણ પોતેજ કરે છે. આ પાઠશાળાનો લાભ છોકરા અને છોકરીઓ જુદા જુદા ટાઇમે લ્યે છે. બન્નેની સંખ્યા ૨૫+૨૫ મળી ૫૦ થાય છે. અભ્યાસમાં પંચ પ્રતિક્રમણ તથા નવ તત્વ ચાલે છે. ઇનામ પણ અપાય છે. સંસ્થાને લાયબ્રેરી તથા અભ્યાસક્રમની જરૂર છે. શિક્ષક તરીકે માસ્તર ગોવીંદજી કસ્તુરચંદ ચલાવે છે.

## સગરામપુરા

## (૫)

## શ્રી સિદ્ધિ વિજય જૈન પાઠશાળા.

આ પાઠશાળા સગરામપુરા સંઘ તરફથી સ્થપાઇ છે. તેની વ્યવસ્થા કરવાને એક કમિટિ નિમવામાં આવી છે. તેના મુખ્ય વહિવટદાર શેઠ ઉમેદચંદ ખીમચંદ છે. આ સંસ્થાનો લાભ જુદા જુદા [સમયે છોકરાઓ, છોકરીઓ તથા બૈરાઓ લ્યે છે. છોકરાની સંખ્યા ૩૦–છોકરીઓની સંખ્યા ૨૦ તથા બૈરાઓની સંખ્યા ૧૫ની છે. અભ્યાસમાં નવકાર મંત્રથી–નવસ્મરણ-જીવવિચાર-નવતત્વ-મોટી સંઘયણી ભાસ્ય સહીત ચાલે છે. આ સંસ્થામાં ઇનામ અપાય છે. લાયબ્રેરી તથા અભ્યાસક્રમની જરૂર છે. સંઘે કરેલા ફન્ડ-માંથી આ સંસ્થા ચલાવવામાં આવે છે. શાળાનો ટાઇમ

સવારમાં ૮ થી ૯ બપોરના ૧ થી ૨ અને સાંજના ૭ થી ૮ એમ રાખવામાં આવેલ છે. માસ્તર તરીકે શાહ નાનચંદ કસ્તુરચંદ ચલાવે છે.

## નવાપુરા

### (૯)

## શ્રી નવાપુરા જૈન પાઠશાળા

આ સંસ્થા નવાપુરા સંઘ તરફથી સ્થપાઇ છે અને સંઘે કરેલા ફન્ડમાંથી આ સંસ્થા નભાવવામાં આવે છે. તેના મુખ્ય વહીવટદાર શાહ મગનલાલ રણછોડદાસ તથા શાહ મગનલાલ દેવચંદ ચલાવે છે. આ પાઠશાળાનો લાભ છોકરા-છોકરીઓ તથા બૈરા લ્યે છે. અભ્યાસમાં નવસ્મરણ આદિ શિખવવામાં આવે છે. ઈનામ અપાય છે. છોકરા માટે રાતના ૬॥ થી ૮, છોકરીઓ માટે બપોરના ૧ થી ૪ રાખવામાં આવેલ છે ને સાથે બૈરા પણ અભ્યાસ કરે છે. છોકરાના શિક્ષક તરીકે માસ્તર જગજીવન કસ્તુરચંદ કામ કરે છે. છોકરીઓ તથા બૈરામાં શિક્ષિકા તરીકે બાઈ કમલાબાઈ કામ કરે છે. આ સંસ્થાને અભ્યાસક્રમ ગોઠવવાની જરૂર છે. એકંદર સંખ્યા ૫૦ ની છે.



# પ્રકરણ ૫ મું (સ્ત્રી કેળવણી)

## શ્રી જૈન વનિતા વિશ્રામ-સુરત.

સ્થાપના. પૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજય વલ્લભસૂરિજીના સદુપદેશથી સંવત ૧૯૭૧માં

પ્રમુખ. ફકીરચંદ નગીનચંદ ઝવેરી.

ટ્રેઝરર. શેઠ હર્ષીચંદ વીરચંદ.

સેક્રેટરી. ઝવેરી ખીમચંદ કલ્યાણચંદ

,, ઝવેરી કેશરીચંદ હીરાચંદ

વિસમી સદીના કર્તવ્ય યુગમાં કોઈપણ પ્રજા હાથ જોડીને બેસી રહે તો આવેલ પ્રવાહ ચાલ્યો જતાં તે પ્રજા હાથ ઘસતીજ બેસી રહે, અને ભાવી વિસમ બને. આથીજ સુરતની જૈન પ્રજાએ કેળવણી ક્ષેત્રમાં એક પછી એક સંસ્થાઓ ઉભી કરી અને સમાજને યોગ્ય માર્ગે વાળી.

છતાં સારીય જૈન પ્રજા એક વેપારી પ્રજા છે. વ્યાપાર મનુષ્યને બુદ્ધિમત્તા, ધૈર્ય, સહનશીલતા, ગંભીરતા અને ડહાપણના પાઠો શીખવે છે અને તે જૈન પ્રજા શીખેલીજ છે, છતાં ડાહી ગણાતી જૈન પ્રજા એક દીશાએ પોતાનું ડહાપણ ભૂલી છે, અને તે ભૂલને પરિણામે જૈન પ્રજાને ઘણું ઘણું સહન કરવું પડયું છે, અને તે સ્ત્રી કેળવણી.

આજે જૈન સમાજનું આંતરપટ ઉકેલતાં જણાય છે કે સ્રી વર્ગ જે પ્રજાનો ઘડનાર–સર્જનહાર છે, તે આજે ભયંકર અજ્ઞાનતામાં સબડે છે, તેથી જૈન પ્રજા વિસમી સદીમાં નહિ પણ ઓગણીશમી સદીમાં છે એ જૈનેતરોના આક્ષેપો આ કાર્ય પરત્વે સત્યથી વેગળા નથી. સ્રી વર્ગની કેવળ અજ્ઞાનતાથીજ પ્રજા અધોગતિના મુખ તરફ દોરાઇ રહી છે કારણ જૈન પ્રજા ભૂલી ગઇ છે કે જેના હાથમાં પારણાની દોરી છે તેનાજ હાથમાં સમાજની ઉન્નતિની દોરી છે.

આથી આ વર્ગમાં અંધશ્રદ્ધા પેસવા પામી છે. આજે બાળ અને વૃદ્ધ લગ્નને ભોગ થઇ પડેલી બાળાઓ, તેને અંગે થયેલાં તેમના કટુ સંસારો, તેના ફળ રૂપ પરાણે મળતું વૈધવ્ય, વૈધવ્યના કારણે ગરીબડી ગાયશી બાળાઓના આર્તનાદો, પરિણામે થતાં અત્યાચારો અને અનાચારો, અને બાળ જીવોની હિંસા આ સૌ અજ્ઞાનતાનાજ કટુ ફળો છે એમ કયો વિચારક નથી સ્વિકારતો ?

સમાજને આજે વસ્તુપાળ અને તેજપાળ, ભામાશાહ અને જગડુશા, હેમ અને હીર, યશ અને આનંદના દર્શનની ખોટ પડી છે. તે સ્રી કેળવણી પ્રત્યે રખાતી બેદરકારી અને અવગણનાનું ફળ છે એમ કયો મનુષ્ય નથી સ્વિકારતો ?

સ્ત્રી એ પુરૂષોનું ડાબુ અંગ છે. સારાય વિશ્વના ડૉકટરોનો અનુભવ છે કે ડાબુ અંગજ શરીરનો ઉત્તમ ભાગ છે. તેજ અંગ પ્રત્યે બેદરકાર બની કયો મનુષ્ય આરોગ્યની આશા રાખી શકે ? તેમજ જૈન સમાજનું અંગ પણ સડેલું છે. ત્યારે અથાગ પરિશ્રમો છતાં ઉન્નતિ કે અભ્યુદયની આશા રાખવી એ આકાશકુસુમવત્ છે એમ કોણ નહિ સ્વિકારે ?

સ્ત્રીઓજ રત્નોની ખાણ છે, સ્ત્રીઓજ ઉન્નતિનું મુળ છે, સ્ત્રીઓજ સમાજની સર્જનહાર છે, એમ માનવા છતાં તેમની કેળવણી પ્રત્યે રખાતી અવગણનાજ આપણી અવનતીનો શ્રાપ છે એમ કોના મુખમાંથી શબ્દો નહિ ઝરે !

સ્ત્રીઓ સુલચા કે ચંદનબાલા, મણોરમા કે મલયા સુંદરી, સીતા કે દ્રૌપદીના અવતારો છે, આર્યત્વની સાચી પ્રતિમાઓ છે, આદર્શ સતીત્વની પૂજારણો છે, ઉત્કર્ષના ઉચ્ચ શિખરે દોરનારી માતાઓ છે, તે જાણવા છતાં તે વર્ગને અજ્ઞાન રાખવામાં આવે તો તે જૈન સમાજ મ્હોટામાં મ્હોટું પાપ વ્હોરે છે, એમ વિના વિલંબે કહી શકાય.

એ તો ખચીતજ માનવું કે સ્ત્રીઓને કેળવણી આપવાથી તેઓ કર્તવ્ય ભ્રષ્ટ નથી થતી, શિથિલાચારી કે સ્વછંદી નથી બનતી, વ્હેલી મૃત્યુને નથી પામતી કે વ્હેલી

ચાંડતી પણ નથી, ઉલટુ કેળવાયેલ અને ગુણીયલ સ્ત્રી તો ઘરનો શણગાર છે, તેની પાસેથી ગૃહજીવીનો પોતાના સુખદુ:ખમાં આશ્વાસન પામી શકે છે, તેના અસ્થીત્વથીજ ગૃહ શોભાને પામે છે, એજ ગૃહની રાજા છે, એજ ભાવી જીવોની ઉપદેષ્ટા અને માતા છે, તેનેજ પોતાની ફરજોનો વધુમાં વધુ ખ્યાલ હોય છે અને એવી કેળવાયેલ અને ગુણીયલ સ્ત્રીઓ સમાજમાં ઘેરેઘેર જન્મશે ત્યારેજ જાગૃતિનો ઝળહળતો સુર્યોદય થશે.

આથીજ સ્ત્રીઓ જેનાપર ગૃહજીવનની સંપૂર્ણ જોખમદારી છે તેને જ્ઞાની બનાવવાની આ જમાનાને મોટામાં મોટી જરૂર છે. આ જરૂરીયાત સમજીનેજ સુરતી જૈન પ્રજાએ પોતાના આંગણે,

'શ્રી જૈન વનીતા વિશ્રામ' નામની સંસ્થા ઉભી કરી છે. સુરતને આંગણે આ સંસ્થાને સ્થપાયા, લગભગ બાર વર્ષ થયા છે. એટલે સંવત ૧૯૭૨માં મહા વદ પાંચમના રોજ પુજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજય વલ્લભસૂરિશ્વરજી મહારાજ સાહેબના સદુપદેશથી આ સંસ્થા અસ્થિત્વમાં આવી છે.

## સંસ્થાનો ઉદ્દેશ.

જૈન બાળાઓને ધાર્મિક-નૈતિક-વ્યવહારિક અને ઔદ્યોગિક શિક્ષણ આપી સ્ત્રી સમાજમાં સંસ્કારો રેડવાનો

આ સંસ્થાનો ઉદ્દેશ છે. જૈન બાળાઓ સાદુ અને પવિત્ર જીવન ગાળતાં શીખે, ધર્મ અને નીતિનું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરે, તેમનું આધ્યાત્મિક અને વ્યવહારિક જીવન ઉંચ્ચ બનાવે, એજ આ સંસ્થાનું ધ્યેય છે.

આ સંસ્થામાં હરેક બાળાને પાંચ વાગે ઉઠી પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરી પ્રતિક્રમણ કરવાનું હોય છે. પ્રભુ-દર્શન–પ્રતિક્રમણ અને ધાર્મિક શિક્ષણ ફરજીયાત છે.

ગામડાઓ જ્યાં ધાર્મિક અને વ્યવહારિક કેળવણીના સાધનો નથી તેવા સ્થળની બાળાઓને તેમના ખર્ચે આ સંસ્થામાં દાખલ કરવામાં આવે છે, ઉપરાંત પોતાના ખર્ચે ન રહી શકનાર સામાન્ય સ્થિતિની બાળાઓને આશ્રમના ખર્ચે દાખલ કરવામાં આવે છે. તેમને શિક્ષણના તમામ સાધનો પુરા પાડવામાં આવે છે. શ્રીમન્ત અને ગરીબ બન્ને આ સંસ્થાનો લાભ લ્યે છે, બાળાઓને ઉત્તમ ગૃહિણીઓ બનાવવા ધાર્મિક અને વ્યહ્વારિક બન્ને કેળ-વણી આ સંસ્થામાં આપવામાં આવે છે. વ્યહ્વારિક કેળવણી મહીલા વિદ્યાલય દ્વારા આપવામાં આવે છે. ગુજરાતની જૈન સમાજમાં આ એકજ સ્ત્રી કેળવણીની સંસ્થા છે. કેળવણીના આદર્શ મુજબ સમયાનુંકુલ અન્ય સંસ્થાઓની પેઠે અત્રે પણ કેટલીક ત્રુટિઓ છે પણ તે સહાય્ય, સદ્‌ભાવથી દૂર કરી શકાય તેમ છે.

આદર્શ કેળવણી-સ્ત્રી કેળવણી કેવી હોવી જોઈએ એતો પ્રખર કેળવણીકારોનો વિષય છે છતાં સ્ત્રી કેળવણી એવી હોય જેથી નીચેની આશાઓ ફળીભુત થાય.

'The virtue dwell in her heart,
The modesty play on her brow,
The sweetness flow from her lips,
That the industry occupy her hand.'

કારણ કે

'Knowledge and virtue, truth and grace,
These are the robes of richest dress.'

આવી સ્ત્રી કેળવણી પ્રાપ્ત કરવાને શું કરવું યોગ્ય છે તેતો દરેક સ્ત્રી સસ્થાએ વિચારવુંજ જોઇએ. આ પ્રગતિમાન્ જમાનામાં ઉત્તમ ગૃહિણી થવાને કેટકેટલું આવશ્યક છે તે વિચારવુંજ ઘટે. આથી દરેક સ્ત્રીમાં:—

(૧) માતૃભાષામાં સારી રીતે વાંચી લખી શકે તેટલું શબ્દજ્ઞાન તો હોવું જોઇએ.

(૨) ભોજ્યેષુ માતા હોવાથી સુંદર રસોઇની કુશળતા હોવી જોઇએ.

(૩) ગૃહ આંગણું સુંદર અને સુશોભીત રાખવાની કળા હોવી જોઇએ.

(૪) ગૃહવ્યવસ્થા ઉત્તમોત્તમ રાખવાનું વ્યહવારિક જ્ઞાન હોવું જોઇએ.

(૫) ગૃહની તમામ જોખમદારી તેના શીર હોવાથી ગૃહવ્યવસ્થામાં સરસામાનની ગોઠવણી–સ્વહસ્તે કપડા સીવવાની કળા–સાદાઈ અને સુઘડતા રાખતાં, સંજોગાનુસાર ફેરફાર કરતાં, ઘરમાં વસતા સર્વે ન્હાના મોટા માટે સેવા ભાવના, અને જીવન સુખમય વિતાવવાનું સામાન્ય જ્ઞાન હોવું જોઇએ.

(૬) હૃદયની પવિત્રતાર્થે બ્હારની પવિત્રતાની આવશ્યકતા છે, આથી પોતાની પ્રતિષ્ઠાને શોભે તેવા સ્વચ્છ, સુંદર અને સાદા કપડાં પહેરતાં શીખવું જોઈએ અને મર્યાદાહીન, વિવેકહીન, પતિના ગમે તેવા સંજોગો હોય છતાં મુલાયમ વસ્ત્રો પહેરવાની ભાવનાનો સદંતર નાશ થવો જોઈએ.

(૭) ઘરમાં માંદગીના પ્રસંગો આવવાનો હંમેશા સંભવ છે. તે સમયે સ્ત્રી પોતાની હાજરીથી અડધા દુઃખો દૂર કરાવી શકે છે, તેવા માયાળુ સ્વભાવ સાથે ગૃહ વૈદ્યાનું સામાન્ય જ્ઞાન હોવું જોઇએ.

(૮) સંગીત એ તો જગતમાં અત્યુત્તમ ભેટ છે. સંગીતથી ઘરમાં અનેરી મધુરતા વ્યાપે છે. શોક, ચિન્તા, અને વ્યગ્રતાનો તેથી નાશ થાય છે આથી સ્ત્રીના કંઠમાં સ્વાભાવિક કોમળતાં અને માધુર્ય હોવાથી સંગીતની તાલીમ પણ હોવી જોઈએ.

(૯) સ્ત્રીઓના હાથ એનો ઉત્તમ કળાના નમુના છે. સ્ત્રી એટલેજ કળાની દેવી, આથી ગૃહવ્યવસ્થાના પ્રત્યેક કાર્યમાં કળા હોવી જોઇએ. સાથે ઉત્તમ ભરત ગુંથણ અને સીવણ હોવું જોઈએ.

(૧૦) વ્યવહારિક કેળવણી સાથે હૃદયની પવિત્રતા કેળવવા અને જીવનને તેના ઉચ્ચ માર્ગે લઇ જવા, માનુષી જીવનની સાર્થકતા કરવા, ધર્મ અને નિતિનું જ્ઞાન હોવું જોઇએ.

આતો સામાન્ય રૂપરેખા છે પણ આવું ઘણું ઘણું પ્રત્યેક સ્ત્રી સંસ્થામાં નિયમો રૂપે હોવું જોઇએ. જો કે તે દિશામાં કેટલુંક કાર્ય થાય છે તે અવશ્ય પ્રશંસાને પાત્ર છે છતાં જૈન સમાજની ભાવી પુનઃ રચના માટે જેટલું આવશ્યક છે તેટલું તો કર્યેજ છુટકો. આથી આ સંસ્થાના ઉત્સાહી કાર્યવાહકો તે કરવાને નહિ ચુકે એમ ઇચ્છુ છું. આથી સારીય જૈન સમાજને સ્ત્રી કેળવણીના નામે હું વિજ્ઞપ્તિ કરૂં છું કે સમસ્ત ગુજરાતમાં સ્ત્રી કેળવણીની આ એકજ આપણી સંસ્થા છે તેને આદર્શે પહોંચાડવાને સૌ યથાશક્તિ ફાળો આપે કે જેથી સમસ્ત મહા ગુજરાતના જૈનોનું આ સંસ્થા ગૌરવ સ્થાન બને.

પ્રથમ આ સંસ્થાનો વહીવટ સ્ત્રી વ્યવસ્થાપિકા માર-ફત થતો. પણ ગં. સ્વરૂપ રૂક્ષમણીબાઇના અવસાન પછી

જાણીતા જૈન આગેવાનોની એક નવી વ્યવસ્થાપક કમિટી નિમવામાં આવી છે. આ સંસ્થાનું આજ સુધીનું જીવન એ રૂક્ષમણીબાઈને આભારી છે. તેઓ ઘણા ઉત્સાહથી આ સંસ્થાની સેવા બજાવતાં. આ સંસ્થા તેમનું પુણ્ય સ્મરણ છે. શાન્તી હો એ સદ્‌ગતના આત્માને!

આ સંસ્થાના મુખ્ય કાર્યવાહકોમાં

શેઠ ફકીરચંદ નગીનચંદ ઝવેરી (પ્રમુખ)
શેઠ દલીચંદ વીરચંદ (ટ્રેઝરર)
ઝવેરી ખીમચંદ કલ્યાણચંદ (સેક્રેટરી)
ઝવેરી કેશરીચંદ હીરાચંદ ,,

સૌ ઉત્સાહથી સેવા અર્પે છે. પણ તેમના ઉત્સાહને પૂર્ણ વેગ આપવા જૈન સમાજ પૂર્ણ ફાળો આપે એજ મહેચ્છા.

## વડાચૌટા. (પંડોળીપોળ)

( ૨ )

## ઝવેરી બાલુભાઈ અમરચંદ જૈન કન્યાશાળા

આ સંસ્થાની સ્થાપના સંવત ૧૯૮૧ ના કાર્તિક સુદી પાંચમે થઈ. તેમાં કન્યાઓજ શિક્ષણ લ્યે છે. હાલમાં ૫૭ કન્યાઓ આ સંસ્થાનો લાભ લઇ રહી છે. નવકાર મંત્રથી કર્મગ્રન્થ સુધીનો અભ્યાસ ચાલે છે. કેટલીક બાળાઓ ચોથા કર્મગ્રન્થમાં પણ છે. આ પાઠશાળામાં કોઇ સારી શિક્ષિકા બાઇ રાખી બપોરના બૈરાઓને ભણાવવામાં આવે

તો વડાચૌટાના લત્તામાં આ સુંદર સંસ્થા થઈ પડે. આશા છે કે આ સંસ્થાના કાર્યવાહકો આ બાબત પોતાની ઉદાર વૃતિ દાખવશે. શાળાને સારી લાયબ્રેરી તથા શિક્ષણક્રમ જરૂરી છે. અભ્યાસનો સમય સવારના નવથી સાડાદશનો રાખવામાં આવેલ છે. મર્હુમ ઝવેરીના ધર્મ પત્ની બાઈ ઉમેદકોર આ સંસ્થાનો વહીવટ અને દેખરેખ રાખે છે. મકાન પણ તેમનું પોતાનુંજ છે. અવાર નવાર તેમના તરફથી ઇનામ પણ અપાય છે. શિક્ષક તરીકે માસ્તર ખીમચંદ વ્રજલાલ કામ કરે છે.

## ગોપીપુરા ( માલી ફળીઆ )

## ( ૩ )

### જૈન તત્વ બોધ પાઠશાળા

આ સંસ્થાની સ્થાપના પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદ સૂરિશ્વરજી મહારાજના સદુપદેશથી થઇ છે. નવલ બહેને પાઠશાળાના ઉપયોગ માટે પોતાનું મકાન આપ્યું હતું. પણ તે પાઠશાળાને યોગ્ય ન હોવાથી ગોપીપુરા જૈન સમાજે નવુ મકાન બંધાવવા અને સંસ્થાનો ખર્ચ નિભાવવા એક ફન્ડ કર્યું જેમાંથી હાલ વ્યવસ્થા કરવામાં આવે છે. નવલ બ્હેન સાથે સ્થાનિક કાર્યવાહકોની એક કમીટી નીમાઇ છે જે આ સંસ્થાનો વહીવટ કરે છે. ગોપીપુરામાં ધાર્મિક સ્ત્રી કેળવણીની આ એક સારી સંસ્થા છે.

## ગોપીપુરા.

## (૪)

## શ્રી જયકોર જ્ઞાન ઉદ્યોગશાળા.

પૂજ્ય મોહનલાલજી મહારાજના સદુપદેશથી આ સંસ્થા અસ્થિત્વમાં આવી છે. શેઠ હીરાચંદ મોતીચંદ ઝવેરીએ પોતાની પત્નીના સ્મરણાર્થે રૂા. ૨૦૦૮૦) વીસ હજારની ઉમદા સખાવત કરી તથા સ્વતંત્ર મકાન અર્પી આ સંસ્થાની સ્થાપના કરી છે. જૈન સમાજે પણ આ સંસ્થા માટે યોગ્ય ફાળો આપ્યો છે. હાલમાં કુંદનલાલ હીરાચંદ મોતીચંદ આ સંસ્થાનો વહીવટ કરે છે. આ સંસ્થાનો ઉદ્દેશ સમાજના સ્ત્રી વર્ગમાં જ્ઞાન તેમજ ઉદ્યોગની કેળવણી પુરી પાડવાનો છે. જ્ઞાનની બાબતમાં તો આ સંસ્થા પોતાનો ફાળો આપી રહી છે, તે પ્રશંસનીય છે. છતાં ઉદ્યોગની બાબતમાં આ સંસ્થા પાસે સારૂં કાયમી ફન્ડ હોવા છતાં કંઈ કાર્ય નથી થતું એમ જોવાય છે. ભરત ગુંથણ સીવણ આદી સ્ત્રી ઉદ્યોગોનો પ્રચાર આ સંસ્થા મારફત ઘેરેઘેર થવો ઘટે. જૈન સમાજમાં ગૃહ ઉદ્યોગો ફરી સજીવન કરવા આ સંસ્થાના ઉત્સાહી કાર્યવાહકો સમાજના હીતાર્થે પૂર્ણ લક્ષ આપશે એમ આશા છે. અમારી તેમને એ માટે વિજ્ઞપ્તિ છે.



# પ્રકરણ ૬ ઠું.

## જૈન સાહિત્ય અને સુરત.

સુખ અને દુઃખ, દિવસ અને રાત્રી, તડકો અને છાયડો, ઉન્નતિ અને અવનતી, ત્યાગ અને ભોગ એ પરસ્પર વિરૂધ્ધ દ્વન્દ્વોએ અનાદિથી જગત્માં પોતાનું ઘર કર્યું છે. કોઈ પણ દેશ-સમાજ કે વ્યકિત તેની છાયા તળેથી પસાર ન થઈ હોય એ શકયજ નથી. એજ રીતે માનુષી પ્રત્યેક કૃતિને તડકો અને છાયડો જોવા પડે છે, પડયા છે. એ સમયનોજ પ્રભાવ છે. સમયે સમયે તેમાં પરિવર્તન થયા કરે છે, એથીજ એ સૃષ્ટીક્રમ ગણાય છે. તેનેજ પરિવર્તનશીલતા કહેવાય છે. એ વિષયમાં કીડીથી કુંજર કે રાયથી રંક કોઈનો આગ્રહ કામ આવતો નથી. સૌને તેના પ્રભાવ નિચે દબાવુંજ પડે છે. એમજ આપણા જૈન સાહિત્યનો ઈતિહાસ છે.

જૈન સાહિત્ય પણ કુદરતના આ નિયમનને ભોગ થઇ પડયું છે. હજુય લગભગ તે દશા ભોગવે છે. કયાં સુધી ભોગવશે તે જ્ઞાની જાણે. છેલ્લા બે ત્રણ સૈકાથી જૈન સાહિત્ય પેટીઓ અને પટારામાં સડયું, ભંડારોમાં ઉધ્ધાઇઓને ભોગ થઇ પડયું. જૈન સમાજનું એ અણમોલ ધન પાટણ-જેસલમીર

ખંભાત-લીંબડીઆદી શહેરોના ભંડારોમાં છીન્ન ભીન્ન થયું અને જેમ જેમ સમાજ તે પ્રત્યે બેદરકાર બનતી ગઈ તેમ તેમ આ અખુટ અને અતુટ સાહિત્યનો વિનાશ થવા લાગ્યો. એનુંજ નામ તડકો અને છાયડો, એજ પરિવર્તનશીલતા.

જૈન ધર્મ જગત્ ધર્મ હોઇ, સનાતન અને સત્ય ધર્મ હોઇ, જૈનોનું સાહિત્ય ધન સૌથી અધિક હતું અને છે. આજે પાટણ-જેસલમીર-ખંભાત અને લીંબડીના ભંડારો તેના પ્રમાણભુત છે. એ ભંડારો તપાસતાં જૈન સમાજને માલુમ પડયું કે જગત્‌માં એક પણ વિષય એવો નથી જે જૈનાચાર્યોથી ન લખાયો હોય, એક પણ વિષય એવો ન હોય જેના અનેક પુસ્તકો જૈન ભંડારોમાં ન હોય! જૈન સમાજે સમયે સમયે પ્રખર વિદ્વાનો, સાહિત્ય-પ્રેમીઓ અને સાહિત્ય-સેવકો ઉત્પન્ન કર્યા છે. જૈનોએ સાહિત્ય માટે લાખો અને અબજોનો સદ્‌વ્યય કર્યો છે, અને એ સાહિત્ય સેવકોએ જૈન સાહિત્ય લક્ષ્મી અપરિમીત કરી છે. એ પૂર્વાચાર્યોએ ભાવી જનતા માટે અનેક વિધ્ પ્રયત્નો આદરી પોતાના જ્ઞાનનો વારસો સાહિત્યમાં અનેક ગ્રન્થો વાટે આપતા ગયા છે. ૫૦૦ ગ્રન્થોની રચના તો શ્રીમદ્ પૂર્વાચાર્ય ભગવાન ઉમા સ્વાતિજીએજ કરી છે. આચાર્ય મહારાજ શ્રી સિધ્ધસેન દિવાકર સૂરિજીએ જૈન સાહિત્યમાં યુગ પલ્ટો લાવી તેને સમૃધ્ધ કર્યું. આચાર્ય મહારાજ શ્રી હરીભદ્ર

સૂરિજીએ ૧૪૪૪ ગ્રન્થોની રચના કરી, જૈન સાહિત્યને અખુટ કર્યું. આગમોના સ્પષ્ટ રહસ્યો તો શ્રીમાન ભદ્ર બાહુ સ્વામિએ જન સમાજને આપ્યા અને જૈનત્વને અમર કર્યું. કલીકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે કુમારપાળ મહારાજાની દ્રવ્ય સહાય્યથી સાડા ત્રણ કરોડ શ્લોકોના પુસ્તકો રચી પાટણના ભંડારો સમૃધ્ધ કર્યા. શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયે એકસો આઠ પુસ્તકો રચી જૈન સાહિત્યને અજરામર કર્યું. એવી એવી અનેક સાહિત્ય સેવા પૂર્વાચાર્યોએ અર્પી છે અને એ માર્ગે જૈનત્વનો વિજયધ્વજ ફરકાવ્યો છે. જૈનોની આ સમૃધ્ધ સાહિત્ય લક્ષ્મીએ પુરવાર કર્યું કે 'જૈન ધર્મ એ જગત્ ધર્મ છે! સારૂય જગત્ તેનો ગમે તેટલો લાભ લે તો પણ તે ખજાનો ઓછો થાય તેમ નથી. આજ જૈનત્વનો વિજય છે.

એ તો ઇતિહાસ પ્રસિધ્ધ છે કે આ ભારતવર્ષ પર અનેક લડાઇઓ થઇ. અનેક ધાર્મિક ઝગડાઓ થયાં. બૌધ્ધ અને જૈનોના ઝગડામાં કેટલુંય સાહિત્ય વિનાશ પામ્યું હિંદિ રાજાઓની અંદરોંદરની લડાઇઓએ કેટલુંય સાહિત્ય ધન ધુળ ભેગું કર્યું. મુસ્લીમ રાજાઓએ ભંડારોના ભંડારો પાણીમાં નાખ્યાં તે છતાં આજે પણ જૈન સાહિત્યનો ખજાનો કોઇપણ સમાજ કરતાં અધિકતર છે. એજ જૈન સાહિત્યની સમૃધ્ધિ વિષે સાક્ષીભુત છે.

પણ કાળચક્રના પંઝામાં કોણ નથી સપડાયું ? કાળે કરી સાહિત્ય ધન ગુમાવતાં ગયાં. તે પ્રત્યેની અભિરૂચી ઘટતી ગઈ અને બેદરકારી વધતી ગઇ. વધારામાં સમાજમાં અજ્ઞાનતા પ્રસરી. પરિણામે પોથીઓ અને પાનાને હાથ પણ ન અડકાડાય. ભંડારોના તો માત્ર દર્શનજ થાય. તેનો ઉપયોગ તો થાયજ નહિ એવી માન્યતા સમાજમાં ઘર કરી બેઠી. વૃધ્ધિ કરવાની તો બાજુએ રહી પણ હતું તેટલુંય સાચવવાની શક્તિ ન રહી. પરિણામે જૈનેતરોએ લાખોના ખર્ચે આપણું સાહિત્ય લઇ લીધું, સાચું કહીએ તો આપણે લુંટાવ્યું. પરિણામે જે સાહિત્ય જૈનોને વાંચવા ન મલતું તે ઇંગ્લેન્ડ અને જર્મની આદિ દેશોમાં પહોંચ્યું અને તેનું સંશોધન થવા લાગ્યું. સદ્‌ભાગ્ય માનીએ વા કમભાગ્ય પણ જૈનેતરોના હાથે આપણા સાહિત્યનો ઉદ્ધાર થયો એમ તો કહી શકાય.

'જૈનધર્મ નાસ્તિક છે.' 'જૈનધર્મ ઇશ્વરત્વ માનતો નથી' 'જૈન ધર્મ બૌધ્ધ ધર્મની શાખા છે.' 'જૈન ધર્મ વેદમાંથી ઉતરી આવ્યો છે' ઇત્યાદિ અનેક આક્ષેપોએ જૈન ધર્મને છેલ્લી સદીમાં વગોવી નાખ્યો. જો તે સમયે જૈનોમાં સાહિત્ય પ્રીતિ હોત, જૈનો સાહિત્ય-રસીક હોત, અને સાહિત્યનો સત્ય ઉપયોગ કર્યો હોત તો આ આક્ષેપો સાંભળવાનો સમય ન આવત. છતાં કેટલીક વખત 'જે બને છે તે સારાજ માટે'

એ મુજબ આ આક્ષેપોએ જૈનોને જગાડયાં, જૈનોને સ્વ-કર્તવ્યનું ભાન કરાવ્યું. જૈનોને જીવનના ધોરી માર્ગે વાળ્યા. એટલા માટે ઘડીભર તો તે આક્ષેપોને વધાવી લઈએ.

જયારે જૈન સમાજ જાગૃત થઈ ત્યારે સાહિત્ય અને સાહિત્ય ભંડારોનો ઉધ્ધાર એક ઉત્તમ કર્તવ્ય ક્ષેત્ર જણાયું અને કેટલાક સાહિત્ય સેવકો-પૂજય આચાર્યો અને સુવિહીત મૂનિવરોએ આ દિશામાં યોગ્ય ધ્યાન આપવા માંડયું. ધીમે ધીમે સાહિત્ય અને ભંડારોનો ઉધ્ધાર થવા લાગ્યો. જેના પરિણામે આજે પાછું જગત્ જૈન સાહિત્યથી, જૈન ધર્મની વિશાળતાથી, જગત્ વલ્લભ જૈન સિધ્ધાન્તોથી, અને જૈન ધર્મની મહત્તાથી જાણીતું થયું. યુરોપ આદિ પશ્ચિમના પ્રદેશોમાં પણ જૈન ધર્મની યથાતથ્યતા સ્વિકારાઇ. ત્યાંના લોકો પણ જૈનત્વના પ્રશંસકો અને પૂજારીઓ બન્યા. ત્યાંની યુનીવરસીટીઓના અભ્યાસક્રમમાં જૈન સાહિત્યને સ્થાન મળ્યું, અને ભારતને પણ જૈન ધર્મની વિશાળતા અને મહત્તાની ખાત્રી થઇ. ભારતની યુનીવરસીટીઓમાં પણ જૈન સાહિત્ય દાખલ થયું, છતાં પણ જૈન સમાજે તે દિશામાં ઘણું ઘણું કરવાનું છે તે ભૂલવું જોઇતું નથી.

આવું ઉત્તમ કર્તવ્ય ક્ષેત્ર મળે અને સુરતની શુરી જૈન જનતા આંખો મીંચી બેસી રહે તે સંભવેજ કેમ? સુરતે પણ આ ક્ષેત્રમાં સાહિત્યના ઉધ્ધાર અર્થે ઝુકાવ્યું.

સુરતને યોગ્ય માર્ગદર્શક પણ મલ્યાં, જેમના સુપ્રયત્નોનેજ સુરતના જૈનોની જાગૃતિ આભારી છે. તે શ્રીમદ્ આચાર્ય શ્રી સાગરાનંદ સૂરિજી. તેઓશ્રીએ આગમોના ઉધ્ધારનું પૂનિત કાર્ય આરંભ્યું. સાહિત્યના ઉધ્ધાર માટે અનેક વિધ પ્રયત્નો આદર્યા. તેમની એ અનન્ય સાહિત્ય ભકિતના શુભ ફળરૂપ આજે સુરતમાં શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોધ્ધાર ફન્ડ અને 'આગમોદય સમિતિ' અસ્થિત્વમાં આવ્યાં, જેની કાર્ય-રેખા નીચે આપેલ છે, અને શાસન ભકત સુરતી જૈન જનતાએ પૂજ્ય આચાર્યશ્રીના સુપ્રયત્નોને વધાવી લીધા અને તે માર્ગે પોતાને મળેલી લક્ષ્મીનો યથાશક્તિ સદ્વ્યય કર્યો અને પોતાની શાસન ભકિતનું દિગ્દર્શન કરાવ્યું.

આ ઉપરાંત પ્રાચીન સાહિત્યની રક્ષા અને ઉધ્ધાર અર્થે જૈન જનતા બાળ બ્રહ્મચારી સુપ્રભાવક સ્વ. આચાર્ય મહારાજશ્રી વિજય કમલ સૂરિજીની પણ ઋણી છે. તેઓ શ્રીના સદુપદેશ અને જ્ઞાનવૃધ્ધી પ્રત્યેની અથાગ પ્રીતિથીજ 'શ્રી વિજય કમલ સુરિશ્વરજી પ્રાચિન હસ્ત લીખિત પુસ્તકોધ્ધાર ફન્ડ' સ્થપાયું.

આ ઉપરાંત પુસ્તકોધ્ધારના પવિત્ર કાર્યમાં યથાશકિત સેવા અર્પવા અને જૈન સાહિત્યને બ્હાર લાવવા 'શ્રી નગીનચંદ મંચ્છુભાઇ સાહિત્ય ઉધ્ધાર ફન્ડ' સ્થપાયું. આ ફન્ડ પણ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદ સૂરિજીના સદુપદેશનેજ આભારી છે.

આમ સાહિત્યના ઉધ્ધારના પૂનિત કાર્યમાં સુરતમાં,

(૧) શ્રી દેવચંદ લાલભાઈ પુસ્તકોધ્ધાર ફન્ડ અને આગમોદય સમિતિ.

(૨) શેઠ નગીનચંદ મંછુભાઈ જૈન સાહિત્યોધ્ધાર ફન્ડ.

(૩) શ્રી વિજયકમલસૂરિશ્વરજી પ્રાચિન હસ્ત લીખિત પુસ્તકોધ્ધાર ફન્ડ અસ્થિત્વમાં આવ્યાં છે.

આ ઉપરાંત ખાનગી ગૃહસ્થો અને ભંડારો તરફથી પણ કેટલાક પુસ્તકો છપાયા છે અને હજુ પણ છપાય છે.

આ સૌ સંસ્થાઓએ સાહિત્યના ઉધ્ધારમાં સંગીન ફાળો આપ્યો છે તેથી તો જૈન સમાજ સુવિદિત છે. આ સંસ્થાઓએ શાસનને શોભાવ્યું છે. આથીજ સારીય જૈન સમાજ ઉપરોકત મહાત્માઓ–સંસ્થાઓ–તેના સ્થાપકો અને વહીવટદારોની ઋણી છે. હજુ પણ આ કાર્યને વધુ યશસ્વી બનાવવાને આ સંસ્થાઓના વ્યવસ્થાપકો તનતોડ પ્રયત્નો આદરશે એમ સમાજને ખાત્રી ભરી આશા છે.

સુરતમાં ઉપરની સંસ્થાઓ ઉપરાંત જ્ઞાન ભંડારો, અને લાઈબ્રેરીઓ પણ છે. સૌ જૈન સાહિત્યના પ્રચાર અને ઉધ્ધાર અર્થે યથાશકિત પ્રયત્નો કરી રહ્યા છે. તે અવશ્ય ધન્યવાદને પાત્ર છે. સૌ સંસ્થાની વિગતવાર નોંધ નિચે અપાઈ છે. સૌ પોતાના સુપ્રયાસો ચાલુ રાખે અને આ કાર્યને સંપૂર્ણ સફળતાએ પહોંચાડે એજ મહેચ્છા.

# પ્રકરણ ૭ મું.

## સાહિત્ય-રક્ષા.

## 'શ્રી વિજય કમલ સૂરિશ્વરજી પ્રાચિન હસ્તલીખિત પુસ્તકોદ્ધાર ફન્ડ-સુરત.'

જે જૈન સાહિત્ય હાલ ભંડારોમાં જોવાય છે તે મુખ્યતઃ હસ્તલીખિત છે. તેમાંથી કેટલાય પુસ્તકો પ્રકાશીત થયા છે, થાય છે, અને થશે. છતાં શકય છે કેટલાક અમુલ્ય પ્રાચિન પુસ્તકો નષ્ટ થયા હોય-થતાં હોય. તેની રક્ષા કરવા એક ફન્ડની જરૂર હતી. તે ઉપરના ફન્ડે પુરી પાડી છે. આ ફંડનો ઉદ્દેશ નહિ છપાયેલા એવા જીર્ણ થતાં હસ્ત લીખિત પુસ્તકો નવેશર લખાવવાનો છે. આ ફન્ડ સ્વ. આચાર્ય વિજય કમલ સૂરિશ્વરજીના સદુપદેશથીજ અસ્થિત્વમાં આવ્યું છે. આ ફન્ડ તરફથી હાલ પચાશેક પુસ્તકો લખાયા છે. પુસ્તકોની પસંદગી માટે આ ફન્ડના સ્થાપન સમયે પૂજ્ય આચાર્ય મહારાજશ્રી સાગરાનંદ સૂરિશ્વરજી તથા આચાર્ય મહારાજશ્રી વિજય કમલ સૂરિશ્વરજી તથા અન્ય સુવિહિત મુનિરાજોની એક સમિતિ જેવું નિમવામાં આવ્યું છે. આ ફન્ડ તરફથી પુસ્તકો લખાવી તે શ્રી જૈન આનંદ પુસ્તકાલયમાં મુકવામાં આવે છે. આ

સંસ્થાનું ફંડ રૂા. ૨૫૦૦૦) આશરેનું છે. તેની વ્યવસ્થા કરવાને સ્થાનિક બાર ગૃહસ્થોની એક કમિટી નિમવામાં આવી છે. તેના સેક્રેટરીઓ તરિકે રા. જેચંદ દયાચંદ ઝવેરી તથા રા. ભાઇચંદ નગીનચંદ ઝવેરી ચલાવે છે. આ સંસ્થા સાહિત્ય રક્ષામાં સુંદર ફાળો આપશે એમ સૌને આશા છે.

## સાહિત્ય પ્રકાશન સંસ્થાઓ

(૧)

## શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફન્ડ

તથા

## આગમોદય સમિતિ.

સ્થાપના. સને ૧૯૦૯ માં પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદ સૂરિશ્વરજીના સદુપદેશથી

મુખ્ય વહીવટદાર રા. જીવણચંદ સાકરચંદ ઝવેરી.

સુરત એટલેજ દાનની જલવન્ત મૂર્તિ. સુરતી જૈનો લાખો કમાઇ શકે છે અને લાખો સુમાર્ગે વાપરી શકે છે. આ પ્રજામાં જન્મતઃજ ઉદારતા વસી છે. સાક્ષર શીરોમણી આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદ સૂરિશ્વરજીએ આજ કારણે સુરતને ઉત્તમ કર્તવ્ય ક્ષેત્ર તરીકે પસંદ કર્યું અને તેઓશ્રીના સદુપદેશના અસ્ખલીત પ્રવાહથી સુરત જૈન

સમાજે અનેક સમજોપયોગી શુભ કાર્યો કર્યાં છે. તેમાંય સાહિત્યોધ્ધારનું જે મહાભારત કામ કર્યું છે તેથી તો સુરત આજે સારાય સમાજનું પ્રીય સુરત થઇ પડયું છે. તે શુભ કાર્યોમાં 'શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફન્ડ' અતિ મહત્વનું કાર્ય થયેલ છે. જે માટે સારીય જૈન સમાજ ગૌરવ લઇ શકે છે અને ગૌરવ લે તેવું સંગીન કાર્ય આ સંસ્થાએ કર્યું છે. એજ કારણે સારીય જૈન સમાજ ઉપરોકત મહાત્માની ઋણી છે.

આ ફન્ડનો એકજ ઉદ્દેશ છે અને તે 'જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક ધાર્મિક સાહિત્યની જેવું કે પ્રાકૃત–સંસ્કૃત–માગધી–ગુજરાતી–અને અંગ્રેજી વિગેરે ભાષામાં લખાયેલાં–વંચાયેલાં–પ્રાચીન પુસ્તકો–કાવ્યો–નિબંધો અને લેખો વિગેરેની જાળવણી–ખીલવણી અને અભીવૃધ્ધિ કરવી. આથી આ ઉદ્દેશાનુસાર આ ફન્ડે જે કાર્ય કર્યું છે તેની પ્રગતિ અને સંગીનતા જોતાં આ સંસ્થાએ જૈન સાહિત્યમાં યુગપલ્ટો કર્યો છે એમ વિના વિલંબે કહી શકાય.

આ ફન્ડનો ટુંક ઇતિહાસ પણ જણાવવો જરૂરી છે. મર્હુમ શેઠ દેવચંદ લાલભાઈ ઝવેરીએ પોતાના વીલમાં રૂા. ૪૫૦૦૦) પીસ્તાલીસ હજારની ઉમદા રકમ જૈન સાહિત્યોધ્ધાર અર્થે વાપરવા જણાવેલું. પાછળથી તેમના સુપુત્ર શેઠ

ગુલાબચંદ દેવચંદ ઝવેરીએ પોતાના મર્હુમ પિતાની યાદ-ગીરીમાં રૂા. ૨૫૦૦૦) પચીસ હજારની રકમ ઉપરોક્ત રકમમાં ઉમેરી. આ બન્ને રકમને એકઠી કરી પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદ સૂરિશ્વરજીના સદુપદેશથી શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરીની સંમત્તીથી તેમના પીતાશ્રીના સ્મરણાર્થે સને ૧૯૦૯માં 'શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોધ્ધાર ફન્ડ' સ્થપાયું. એક સમિતિ નિમી તેનું ટ્રસ્ટડીડ કર્યું. આ રિતે આ સંસ્થા સુરતમાં અસ્થિત્વ પામી શકી છે.

શુભ કાર્યો કોઈના અટકતા નથી, તેમ આ કાર્યમાં મર્હુમ શેઠ દેવચંદ લાલભાઈના સુપુત્રી તે મર્હુમ શેઠ મુળચંદ નગીનદાસની વિધવા બાઈ વીજકોર તરફથી રૂા. ૨૫૦૦૦) પચીસ હજારની રકમ આ સંસ્થાને ભેટ મલી અને ત્યારબાદ આ ટ્રસ્ટ ફન્ડના એક મુખ્ય ટ્રસ્ટી મર્હુમ શેઠ નગીનચંદ ઘેલાભાઈ ઝવેરીએ પણ પોતાના વીલમાં રૂા. ૨૦૦૦) બે હજાર આ સંસ્થાને આપવા જણાવેલું. તે મુજબ બધી રકમો એકઠી થતાં રૂપીઆ એક લાખનું ફન્ડ થયું.

આજ સુધીમાં અનેક ગ્રન્થોનું પ્રકાશન જે ભાગ્યેજ બની શકત તે આ સંસ્થા મારફત થયું છે. આજ સુધીમાં લગભગ ૭૦ ગ્રન્થો આ સંસ્થા તરફથી છપાયા છે તેનું લીસ્ટ આ સાથે આપ્યું છે. આ રીતે આ સંસ્થાએ જૈન સાહિત્યની જે સેવા બજાવી છે તે અમુલ્ય છે, તે માટે

જૈન સમાજ આ સંસ્થાની ઋણી છે. આ સંસ્થાએ જૈન સમાજમાં સાહિત્ય પ્રિતી વધારી છે, અને જૈનેતર સમાજોમાં જૈન સાહિત્ય પ્રત્યે બહુમાન અપાવ્યું છે. આથીજ સાહિત્ય પ્રકાશનની જૈન સમાજમાં જે મહા સંસ્થાની જરૂર હતી તે આ સંસ્થાએ પુરી પાડી છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી.

આ સંસ્થાના મુખ્ય વહીવટદારોમાં કેટલોક સમય મર્હુમ શેઠ નગીનચંદ ઘેલાભાઇએ પ્રશંસનીય કામ કર્યું છે. ત્યારબાદ આ સંસ્થાનો વહીવટ શેઠ જીવણચંદ સાકરચંદ ઝવેરી કરી રહ્યા છે. જૈન સમાજનું ગૌરવ તેઓ વધારી રહ્યા છે. આ સંસ્થાનું કાર્ય 'આગળ અને આગળ ધપે' એજ અનન્ય શાસન દેવને પ્રાર્થના!

## શ્રીઆગમોદય સમિતિ તરફથી પ્રસિદ્ધ થયેલા ગ્રન્થોની યાદી

અંક ગ્રંથનું નામ, તેના કર્તા વિગેરે

૧ આવશ્યક ભાગ ૧ શ્રીસુધર્માસ્વામીકૃત, શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુકિત અને શ્રીહરિભદ્રસૂરિની ટીકા સહિત.

૨ આવશ્યક ભાગ ૨ ઉપર પ્રમાણે.

૩ આવશ્યક ભાગ ૩ ,,

૪ આવશ્યક ભાગ ૪ ,,

અંક ગ્રંથનું નામ, તેના કર્તા વિગેરે.

૫ આચારાંગ ભાગ ૧ શ્રીસુધર્માસ્વામીકૃત, શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુકિત અને શ્રીશીલાંકાચાર્યની ટીકા સહીત.

૬ આચારાંગ ભાગ ૨ ઉપર પ્રમાણે.

૭ ઔપપાતિકસૂત્ર શ્રીઅભયદેવસૂરિની ટીકા સહિત.

૮-૧૧ પરમાણુ, નિગોદ, પુદ્ગલ અને બંધ છત્રીસી.

૧૨ ભગવતીસૂત્ર ભાગ ૧ શ્રીસુધર્માસ્વામીકૃત, શ્રીઅભયદેવસૂરિની ટીકા સાથે.

૧૩ ભગવતીસૂત્ર ભાગ ૨ ઉપર પ્રમાણે.

૧૪ ભગવતીસૂત્ર ભાગ ૩ ,,

૧૫ સમવાયાંગ ,,

૧૬ નન્દીસૂત્ર શ્રીદેવવાચકગણિકૃત, શ્રીમલયગિરિની ટીકા સાથે.

૧૭ ઓઘનિર્યુકિત શ્રીસુધર્માસ્વામીકૃત શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિ અને શ્રીદ્રોણાચાર્યની ટીકા સાથે.

૧૮ સૂત્રકૃતાંગ શ્રીધર્માચાર્યકૃત, શ્રીશીલાંકાચાર્યની ટીકા સાથે.

૧૯ પ્રજ્ઞાપનાસૂત્ર (પૂર્વાર્ધ) શ્રીશ્યામાચાર્યકૃત, શ્રીમલયગિરિની ટીકા સાથે.

૨૦ પ્રજ્ઞાપનાસૂત્ર (ઉત્તરાર્ધ) ઉપર પ્રમાણે.

૨૧ સ્થાનાંગસૂત્ર (પૂર્વાર્ધ) શ્રીસુધર્માસ્વામીકૃત, શ્રીઅભયદેવસૂરિની ટીકા સાથે.

અંક        ગ્રંથનું નામ, તેના કર્તા વિગેરે.

૨૨ સ્થાનાંગસૂત્ર (ઉત્તરાર્ધ) ઉપર પ્રમાણે.
૨૩ અંતકૃદ્દશાદિ ત્રણ સૂત્રો, શ્રીઅભયદેવસૂરિની ટીકા સાથે.
૨૪ સૂર્યપ્રજ્ઞપ્તિ, શ્રીમલયગિરિસૂરિની ટીકા સાથે.
૨૫ જ્ઞાતાધર્મકથાંગ પૂર્વ મુનિવર્યકૃત, શ્રીઅભયદેવસૂરિની ટીકા સાથે.
૨૬ પ્રશ્નવ્યાકરણ પૂર્વ મુનિવર્યકૃત, શ્રીભયદેવસૂરિકૃત ટીકા સાથે.
૨૭ સાધુ-સમાચારી-પ્રકરણ પૂર્વ મુનિવર્યકૃત.
૨૮ ઉપાસકદશા શ્રીઅભયદેવસૂરિની ટીકા સાથે.
૨૯—૩૨ (૨) અષ્ટક-પ્રકરણ તથા (૨) ષડ્દર્શનસમુચ્ચય,
૩૩ નિરયાવલીસૂત્ર શ્રીશ્રીચંદ્રસૂરિની ટીકા સહિત.
૩૪ વિશેષાવશ્યક ગાથાનો અકારાદિક્રમ.
૩૫ વિચારસાર પ્રકરણ શ્રીપ્રદ્યુમ્નસૂરિકૃત, શ્રીમાણિક્યસાગરે રચેલી છાયા સાથે.
૩૬ ગચ્છાચારપયન્ના શ્રીનાવર ઋષિની ટીકા સાથે.
૩૭ ધર્મબિંદુ પ્રકરણ શ્રીહરિભદ્રસૂરિકૃત, શ્રીમુનિચંદ્રસૂરિની ટીકા સાથે.
૩૮ વિશેષાવશ્યક ભાગ ૧ જિનભદ્રગણિકૃત, ગુજરાતી ભાષાન્તર કર્તા મી. ચુનીલાલ હુકમચંદ.
૩૯ જૈન ફિલોસોફી (અંગ્રેજીમાં) વીરચંદ રાઘવજી ગાંધીકૃત.
૪૦ યોગ ફિલોસોફી    ,,    ,,

અંક. ગ્રંથનું નામ, તેના કર્તા વિગેરે.

૪૧ કર્મ ફિલોસોફી " "

૪૨ રાયપસેણીસૂત્ર.

૪૩ અનુયોગદ્વાર.

૪૪ નંદીસૂત્ર (બીજી આવૃત્તિ).

## છપાય છે.

૧. વીરભક્તામર ઉપાધ્યાય શ્રીધર્મવર્ધનગણિકૃત સટીક તથા નેમિ-ભક્તામર શ્રીભાવપ્રભસૂરિકૃત સટીક, ગુજરાતી ભાષાંતર સાથે.

૨. પંચસંગ્રહ.

૩. વિશેષાવશ્યક ભાગ ૨ ગુજરાતી ભાષાંતર સાથે

૪. આચારપ્રદીપ.

૫. આવશ્યક શ્રીમલયગિરિકૃત ટીકા સહિત.

૬. નન્દીઆદિ.

૭. ચતુર્વિંશતિકા શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત, ટીકા તથા ગુજરાતી ભાષાંતર સાથે.

૮. સ્તુતિ-ચતુર્વિંશતિકા શ્રીશોભનમુનિરાજકૃત, ટીકા તથા ગુજરાતી ભાષાંતર સાથે.

૯. ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ શ્રીમેરૂવિજયગણિકૃત, ટીકા તથા ગુજરાતી ભાષાંતર સાથે.

૧૦. સરસ્વતીભક્તામર શ્રીધર્મસિંહસૂરિકૃત, તથા શાન્તિ ભક્તામર શ્રીકીર્તિવિમલમુનિરાજકૃત, ટીકા તથા ગુજરાતી ભાષાંતર સાથે

૧૧. ધનપાલ–પંચાશિકા, ટીકા તથા ગુજરાતી ભાષાંતર સાથે.

૧૨. ભક્તામર–સ્તોત્ર શ્રીમાનતુંગસૂરિકૃત, શ્રીગુણાકરસૂરિ તેમજ ઉપાધ્યાય શ્રીમેઘવિજયકૃત ટીકા સાથે.

૧૩. જૈનધર્મવરસ્તોત્ર શ્રીભાવપ્રભસૂરિકૃત, સ્વોપજ્ઞ ટીકાસહિત

૧૪. લીંબડી આદિ ભંડારની પ્રતિઓનું સૂચી–પત્ર.

૧૫. લોકપ્રકાશ (ગુજરાતી ભાષાંતર સાથે)

૧૬. જીવસમાસ.

૧૭. પ્રવ્રજ્યાદિ કુલકો.

૧૮. સ્તુતિ–ચતુર્વિંશતિકા શ્રીશોભનમુનિરાજકૃત, શ્રીજયવિજય પ્રમુખ ચાર મુનીશ્વરોએ રચેલી ટીકાઓ સહિત.

૧૯. ભવભાવના.

## શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંન્ડ તરફથી પ્રસિદ્ધ થયેલા ગ્રન્થોની યાદી.

અંક ગ્રન્થનું નામ, તેના કર્તા વિગેરે.

૧ શ્રીવીતરાગસ્તોત્ર શ્રીહેમચંદ્રાચાર્યકૃત, શ્રીપ્રભાચંદ્રસૂરિએ રચેલી તેમજ મુનિશ્રીવિશાલરાજના શિષ્યે રચેલી ટીકા સહીત.

૨ શ્રમણપ્રતિક્રમણસૂત્રવૃત્તિ પૂર્વ મુનિવર્યકૃત.

૩ સ્યાદ્વાદભાષા શ્રીશુભવિજયગણિકૃત.

૪ શ્રીપાક્ષિક સૂત્ર, ખામણા અને પાક્ષિક સૂત્ર ઉપર શ્રીયશોદેવસૂરિકૃત ટીકા સહિત.

૫ અધ્યાત્મમતપરીક્ષા મહામહોપાધ્યાય શ્રીયશોવિજયકૃત સ્વોપજ્ઞ ટીકા સાથે

૬ શ્રીષોડશક પ્રકરણ શ્રીહરિભદ્રસૂરિકૃત, શ્રીયશોવિજય અને શ્રીયશોભદ્રની ટીકા સાથે.

૭ શ્રીકલ્પસૂત્ર શ્રીભદ્રબાહુસ્વામીકૃત, શ્રીવિનયવિજય ઉપાધ્યાયની ટીકા સહિત.

૮ વંદારૂ વૃત્તિ, શ્રીદેવેન્દ્રની ટીકા સાથે.

૯ દાનકલ્પદ્રુમ (ધન્ના–ચરિત્ર) શ્રીજિનકીર્તિસૂરિકૃત.

૧૦ યોગ ફિલોસોફી (અંગ્રેજીમાં) શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધીકૃત.

૧૧ જલ્પકલ્પલતા મુનિશ્રીરત્નમંડણકૃત.

૧૨ યોગદૃષ્ટિ સમુચ્ચય શ્રીહરિભદ્રસૂરિકૃત, સ્વોપજ્ઞ ટીકા સાથે

૧૩ કર્મ ફિલોસોફી (અંગ્રેજીમાં) શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધીકૃત.

૧૪ આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લું (ગુજરાતી કાવ્યોનો સંગ્રહ )

૧૫ શ્રીધર્મપરીક્ષા પંડિત પદ્મસાગરકૃત.

૧૬ શાસ્ત્રવાર્તાસમુચ્ચય શ્રીહરિભદ્રસૂરિકૃત, શ્રીયશોવિજય ઉપાધ્યાયની ટીકા સહિત.

૧૭ કર્મપ્રકૃતિ શ્રીશિવશર્માચાર્યકૃત, શ્રીમલયગિરિસૂરિની ટીકા સહિત.

૧૮ કલ્પસૂત્ર શ્રીભદ્રબાહુસ્વામીકૃત. શ્રીકાલિકાચાર્યની કથા સહિત.

૧૯ પંચપ્રતિક્રમણ સૂત્ર, પ્રાચીન મુનિરાજકૃત.

૨૦ આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૨ જું (ગુજરાતી કાવ્યોનો સંગ્રહ).

૨૧ ઉપદેશરત્નાકર, શ્રીમુનિસુંદરસૂરિકૃત.

૨૨ આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૩ જું (ગુજરાતી કાવ્યોનો સંગ્રહ.)

૨૩ ચતુર્વિંશતિજિનાનંદસ્તુતિ શ્રીમેરૂવિજયગણિકૃત.

૨૪ ષટ્પુરૂષચરિત મુનિક્ષેમંકરગણિકૃત.

૨૫ સ્થૂલભદ્રચરિત શ્રીજયાનંદસૂરિકૃત.

૨૬ શ્રીધર્મસંગ્રહ ભાગ ૧ શ્રીમાનવિજય ઉપાધ્યાયકૃત.

૨૭ સંગ્રહણી સૂત્ર શ્રીશ્રીચંદ્રસૂરિકૃત, શ્રીદેવભદ્રસૂરિની ટીકા સહિત.

૨૮ સમ્યકૃત્વપરીક્ષા (ઉપદેશ શતક) શ્રીવિબુધવિમલસૂરિકૃત.

૨૯ લલિતવિસ્તરા (ચૈત્યવંદન સૂત્ર) શ્રીહરિભદ્રસૂરિકૃત, શ્રીમુનિચંદ્રસૂરિની ટીકા સહિત.

૩૦ આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૪ થું (ગુજરાતી કાવ્યોનો સંગ્રહ).

૩૧ અનુયોગદ્વાર સૂત્ર (પૂર્વાર્ધ) શ્રીહેમચંદ્રસૂરિકૃત.

૩૨ આનંદ કાવ્ય મહોદધિ મૈક્તિક ૫ મું (ગુજરાતી કાવ્યોનો સંગ્રહ).

૩૩ ઉત્તરાધ્યયન ભાગ ૧, શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિ અને શ્રીશાંતિસૂરિની ટીકા સહિત.

૩૪ મલયસુંદરીચરિત્ર શ્રીજયતિલકસૂરિકૃત.

૩૫ સમ્યકૃત્વસપ્તતિ શ્રીહરિભદ્રસૂરિકૃત, શ્રીસંઘતિલકાચાર્યની ટીકા સહિત.

૩૬ ઉત્તરાધ્યયન ભાગ ૨, શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિ તથા શ્રીશાંતિસૂરિની ટીકા સહિત.

૩૭ અનુયોગદ્વાર સૂત્ર (ઉત્તરાર્ધ) શ્રીહેમચંદ્રસૂરિકૃત.

૩૮ ગુણસ્થાનક્રમારોહ શ્રીરત્નશેખરસૂરિકૃત, સ્વોપજ્ઞ ટીકા સાથે

૩૯ ધર્મસંગ્રહણી ભાગ ૧ શ્રીહરિભદ્રસૂરિકૃત, શ્રીમલયગિરિની ટીકા સહિત.

૪૦ ધર્મકલ્પદ્રુપ શ્રીઉદયધર્મગણિકૃત.

૪૧ ઉત્તરાધ્યયન ભાગ ૩, શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિ અને શ્રીશાન્તિસૂરિની ટીકા સહીત.

૪૨ ધર્મસંગ્રહણી ભાગ ૨ શ્રીહરિભદ્રસૂરિકૃત, શ્રીમલયગિરિઆચાર્યની ટીકા સહિત.

૪૩ આનન્દ કાવ્ય મહોદધિ મૌક્તિક ૬ ઠું (ગુજરાતી કાવ્યોનો સંગ્રહ).

૪૪ પિણ્ડનિર્યુકિત શ્રીભદ્રબાહુસ્વામીકૃત, શ્રીમલયગિરિ આચાર્યની ટીકા સહિત.
૪૫ ધર્મસંગ્રહ (ઉત્તરાર્ધ) શ્રીમાનવિજય ઉપાધ્યાયકૃત.
૪૬ ઉપમિતિભવપ્રપંચકથા (પૂર્વાર્ધ) શ્રીસિદ્ધર્ષિ મુનિરાજકૃત
૪૭ દશવૈકાલિકસૂત્ર શ્રીશય્યંભવસૂરિકૃત, શ્રીહરિભદ્રસૂરિની ટીકા સહિત.
૪૮ શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્ર, શ્રીરત્નશેખરસૂરિની ટીકા સહિત.
૪૯ ઉપમિતિભવપ્રપંચકથા (ઉત્તરાર્ધ) શ્રીસિદ્ધર્ષિ મુનિરાજકૃત
૫૦ જીવાજીવાભિગમ શ્રીમલયગિરિની ટીકા સહિત.
૫૧ સેનપ્રશ્ન (પ્રશ્નોત્તર રત્નાકર) શ્રીશુભવિજયગણિકૃત.
૫૨ જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ (પૂર્વાર્ધ) શ્રીશાન્તિચંદ્રની ટીકા સહીત.
૫૩ આવશ્યક વૃત્તિ ટિપ્પણ શ્રીહેમચંદ્રસૂરિકૃત.
૫૪ જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ (ઉત્તરાર્ધ) શ્રીશાન્તિચંદ્રની ટીકા સહિત.
૫૫ દેવસીરાઇપ્રતિક્રમણ પૂર્વ મુનિવર્યકૃત.
૫૬ શ્રીપાલચરિત્ર (સંસ્કૃત) શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત.
૫૭ સૂકતમુકતાવલિ.
૫૮ પ્રવચનસારોધ્ધાર (પૂર્વાર્ધ) શ્રીનેમિચંદ્રસૂરિકૃત, શ્રીસિદ્ધસેન સૂરિની ટીકા સહિત.
૫૯ તંદુલવેયાલિય (ચઉસરણ) શ્રીવિજયવિમલની ટીકા સહિત
૬૦ વિંશતિસ્થાનકચરિત શ્રીજિનહર્ષગણિકૃત
૬૧ કલ્પસૂત્ર શ્રીભદ્રબાહુ સ્વામીકૃત, શ્રીવિનયવિજયની ટીકા સહિત.

૬૨ સુબોધસમાચારી શ્રીશ્રીચંદ્રાચાર્યકૃત.
૬૩ સિરિસિરિવાલકહા (શ્રીપાલચરિત્ર) શ્રીરત્નશેખરસૂરિકૃત.
૬૪ પ્રવચનસારોધ્ધાર (ઉત્તરાર્ધ) શ્રીનેમિચંદ્રસૂરિકૃત, સટીક.
૬૫ લોક પ્રકાશ ભાગ ૧ લો દ્રવ્યલોકપ્રકાશ સંપૂર્ણ ઉપાધ્યાય શ્રીવિનયવિજયકૃત.
૬૬ આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૭ મું.
૬૭ શ્રીતત્વાર્થાધિગમસૂત્ર (અધ્યાય ૧ થી ૫, પહેલો ભાગ) વાચકવર્ય ઉમાસ્વાતિજીકૃત, સિધ્ધસેનગણિજીની ટીકાસહિત.

## છપાય છે.

૧ પંચ વસ્તુક.
૨ ચૌસરણપયન્ના.
૩ કથાકોશ શ્રીરાજશેખરકૃત.
૪ અષ્ટલક્ષી (અર્થરત્નાવલી), સમયસુન્દરઉપાધ્યાયકૃત
૫ જિનપ્રભસૂરિકૃત સ્તોત્રાદિ.
૬ લોકપ્રકાશ (ક્ષેત્ર લોક વગેરે).
૭ નવપદપ્રકરણ.
૮ નવપદલઘુવૃત્તિ.
૯ વિચારરત્નાકર.
૧૦ તત્ત્વાર્થાધિગમસૂત્ર (બીજો ભાગ).
૧૨ આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૮ મું (કુમારપાળરાસ).
૧૨ શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય સ્વોપજ્ઞવૃત્તિ.
૧૩ નવ સ્મરણ (સટીક).
૧૪ પ્રિયંકરનૃપકથા.

## 'શેઠ નગીનચંદ મંચ્છુભાઇ જૈન સાહિત્યોદ્ધાર ફંડ' સુરત.

પરમ પૂજ્ય આગમોધ્ધારક આચાર્ય શ્રીમદ્ સાગરાનંદ સૂરિશ્વરજીના સદ્દુપદેશથી સુરત જૈન સમાજે અનેક શાસન પ્રભાવક કાર્યો કર્યા છે અને તેઓશ્રી પ્રત્યેનો પોતાનો પૂજ્યભાવ કાર્યો વાટે જાહેર કર્યો છે. તેઓશ્રીની સલાહ સુચના અને સદ્દુપદેશથી જે કાર્યો થયા છે તે પૈકી ઉપરોક્ત સાહિત્યોધ્ધાર ફન્ડ પણ એક કાર્ય છે.

આ ફંડનો ઉદ્દેશ જૈન શ્વે. ધાર્મિક સાહિત્યના પ્રાચીન તથા અર્વાચીન ગ્રન્થો ગુજરાતી તથા હિંદી ભાષામાં છપાવી જૈન સમાજમાં સસ્તી કિંમતે વેચી ફેલાવો કરવાનો છે. આવા ઉચ્ચ ઉદ્દેશી કાર્યમાં નાણાંની પરમ આવશ્યકતા રહે તે સ્વાભાવીક છે. પૂજ્ય આચાર્ય મહારાજના સદ્દુપદેશથી મર્હુમ શેઠ નગીનચંદ મંચ્છુભાઇએ પોતાના પાછળ સાહિત્યોધ્ધારના પૂનિત કાર્યમાં રૂા. ૨૫૦૦૦) પચીસ હજારની નાદર રકમ વાપરવા પોતાના સુપુત્રો અને બન્ધુઓને જણાવ્યું. તે રકમમાં તેમના સ્વ. વડિલ પુત્ર શેઠ મોતીચંદ નગીનભાઇ ઝવેરીએ પોતાની પાછળ રૂા. ૫૦૦૦) પાંચ હજારની રકમ ઉમેરાવી પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે ઉપરનું સાહિત્યોધ્ધાર ફન્ડ સ્થપાવ્યું. હાલમાં આ સંસ્થાનો વહીવટ શેઠ ભાઇચંદ નગીનચંદ ઝવેરી કરે છે.

આજ સુધીમાં આ ફન્ડ તરફથી અભય કુમાર ચરિત્રનું ભાષાન્તર કરાવી તેના બે ભાગ પ્રગટ થાય છે. ત્રીજો ભાગ ટુંક સમયમાંજ પ્રગટ થવાનો છે. આ સંસ્થા આવા અનેક ગ્રન્થો બ્હાર પાડી સાહિત્યની સંગીન સેવા બજાવે એજ હૃદયેચ્છા.

## શ્રી જૈન સાહિત્ય ફન્ડ સુરત.

સાહિત્ય-રસિક સુરતે સાહિત્યોધ્ધાર અર્થે જુદી જુદી સંસ્થાઓ સ્થાપી સાહિત્યમાં નવયુગ પ્રવર્તાવ્યો છે. આગળ આપેલી સંસ્થાઓ ઉપરાંત બીજી પણ સંસ્થાઓ છે, જે પૈકી 'શ્રી જૈન સાહિત્ય ફન્ડ' પણ એક છે. આ સંસ્થાનું ફન્ડ રૂા. ૬૦૦૦) છ હજાર આસરેનું છે. તેમાંથી ચાર પુસ્તકો પ્રકાશીત થયાં છે. તેના મુખ્ય વહિવટદાર રા. દીપચંદ મગનભાઈ છે. હજુપણ આ સંસ્થા બીજા પુસ્તકો બ્હાર પાડે તે ઇચ્છવા યોગ્ય છે.

આતો સૌ સાહિત્ય પ્રકાશનને અંગે વાત થઈ. પણ આ બધું સાહિત્ય પ્રકાશીત તો કર્યું, પણ તેનો ઉપયોગ શું ? એ સહેજે પ્રશ્ન ઉદ્દભવે. સુરતે તેનો વિચાર નથી કર્યો એમ નથી. જે જે સાહિત્ય પ્રકાશીત થયું છે, થવાનું છે એ સૌ પુસ્તકોનો સંગ્રહ પણ જુદા જુદા ભંડારો

મારફત કરવામાં આવ્યો છે. એ સૌ ભંડારોના પુસ્તકોનો સંગ્રહ એટલો સુંદર છે કે હિંદુસ્તાનની કોઈપણ સારામાં સારી લાયબ્રેરી સાથે સુરત હરિફાઇ કરી શકે તેમ છે. આ અમારા સુરતનાં ભંડારો એ ભાવના કરતાં જગત્‌ને જણાવવા—જગત્‌ને જૈન સાહિત્યની વિશાળતા અને સમૃદ્ધિનું ભાન કરવા, આ **અમારા** જ્ઞાનભંડારો, એ ભાવના ઉત્પન્ન થાય એમ સહૃદય પ્રાર્થના છે. છતાં આ સૌ સાહિત્યના બ્હોળા વાંચન અર્થે દરેક જુદા જુદા ભંડારો છે. તેમાં જેની જેની હકિકત મલી છે તેની ટુંક રૂપરેખા અત્રે આપવામાં આવી છે.

---

## ગોપીપુરા—સુરત.

**શ્રી જન આનંદ પુસ્તકાલય.**

આ સંસ્થા આચાર્ય મહારાજશ્રી સાગરાનંદ સૂરિશ્વરજીના સદુપદેશથી ઉત્પન્ન થઈ છે. આ પુસ્તકાલયમાં મોટો સંગ્રહ ઉપરોક્ત આચાર્ય મહારાજજીનોજ છે. છતાં દિન પ્રતિદિન નવું નવું સાહિત્ય બ્હાર પડતું જાય છે, તેનો પણ આ પુસ્તકાલયમાં સંગ્રહ કરવામાં આવે છે. તેને માટે એક સ્વતંત્ર નિભાવ ફન્ડ પણ છે. તેને માટે એક સ્વતંત્ર મકાન પણ છે. ધીમે ધીમે આ સંસ્થામાં ઘણો સારો સંગ્રહ કરવામાં આવ્યો છે. આથીજ આ સંસ્થાને નવા મકાનની

જરૂર પડી. આથી બીજું મકાન તેની બાજુમાંજ આ સંસ્થાના મકાનની સાથેજ ઉભુ કરવાની શરૂઆત થઈ ગઇ છે. સુરતમાં જૈન પુસ્તકાલયોનાં આ સંસ્થાનો લાભ સૌથી મોટી સંખ્યા લ્યે છે, અને તેવીજ તેની સગવડતા પણ છે. આ સૌ તેના ઉત્સાહી કાર્યવાહકોના પ્રયત્નોને આભારી છે. એકંદર વ્યવસ્થા ઘણી સુંદર છે. તેના મુખ્ય કાર્યવાહક રા. અમરચંદ મુળચંદ ઝવેરી છે.

## શ્રી મોહનલાલજી જ્ઞાનભંડાર.

ગોપીપુરામાં બીજો ભંડાર **શ્રી મોહનલાલજી** જ્ઞાનભંડાર છે. આ ભંડારના સંગ્રહકર્તા પૂજ્યશ્રી મોહનલાલજી મહારાજ સાહેબ છે. તેમના શિષ્ય મંડળે પણ પાછળથી પોતાનો સારો સંગ્રહ મુકયો છે. વ્યવસ્થા સુંદર છે. પુસ્તકો પણ સ્હેલાઇથી લોકોને વાંચવા મળે છે. આ ભંડાર તરફથી પુસ્તકો છપાવવાનું કાર્ય પણ થાય છે તે અવશ્ય પ્રશંષાને પાત્ર છે. તેનું સ્વતંત્ર સુંદર મકાન છે. આ સંસ્થાના મુખ્ય કાર્યવાહક રા. ચુનીલાલ ગુલાબચંદ દાલીયા છે.

## શ્રી જીનદત્તસૂરિ જ્ઞાનભંડાર.

આ ભંડારના સંગ્રહ કર્તા શ્રી આચાર્યશ્રી કૃપાચંદ્ર સૂરિજી છે. સંગ્રહ સારો છે. તેને મકાન પણ સ્વતંત્ર છે. તેના મુખ્ય વ્યવસ્થાપક રા. પાનાચંદ ભગુભાઇ છે.

## શ્રી હુકમ મૂનિજીનો જ્ઞાનભંડાર

પૂજ્ય હુકમ મૂનિજીના પુસ્તકોનો સંગ્રહ આ ભંડારમાં છે. સમાજના વાંચન અર્થે પુસ્તકોની વ્યવસ્થા રાખવાની જરૂર છે. જો કે પુસ્તકના રક્ષણના કાર્યમાં નાણાની જરૂર છે. નાણાની સગવડ હોય તોજ કબાટો વિગેરે વસાવી શકાય. આ માટે સુરતની જૈન જનતા યોગ્ય ધ્યાન આપશે કે જેથી ભંડારનો સ્વતંત્ર નિભાવ થઇ શકે, અને ત્યારેજ સુંદર વ્યવસ્થા પણ થઇ શકે. આ ભંડારના મુખ્ય કાર્યવાહક રા. રતનચંદ ખીમચંદ છે.

## શ્રી દેવસુર ગચ્છનો સંગ્રહ.

આ સંગ્રહ શ્રી ધર્મનાથજીના દહેરાશરમાં છે. તેના વ્યવસ્થાપક રા. બાલુભાઇ સંઘવી છે.

## શ્રી આનસુર પુસ્તક સંગ્રહ.

આ સંગ્રહ શ્રી આદીનાથજીના દહેરાશરજીમાં છે. તેના વ્યવસ્થાપક રા. નવલચંદ ઘેલાભાઇ છે.

### વડાચૌટા—સુરત.

## શ્રી મંદીર સ્વામિનો ભંડાર.

વડાચૌટામાં આ પ્રાચિન પુસ્તકોનો ભંડાર છે. તેમાં હસ્ત લિખીત પુસ્તકોનો સારો સંગ્રહ છે. વ્યવસ્થા સારી છે. તેના મુખ્ય વ્યવસ્થાપક રા. ઠાકોરભાઇ ફૂલચંદ છે.

## શ્રી વડાચૌટા જ્ઞાન ભંડાર

વડાચૌટાના આખાય લત્તામાં આ સુંદર ભંડાર છે. મોટા ઉપાશ્રયના મકાનમાંજ છે. તે માટે સ્વતંત્ર મકાન હોવું ઘટે. વડાચૌટાના જનો આ ભંડારનો સારો લાભ લ્યે છે. પુસ્તકોનો સંગ્રહ પણ સારા પ્રમાણમાં છે, વ્યવસ્થા સુંદર છે તેની સુંદર વ્યવસ્થા તેના મુખ્ય વ્યવસ્થાપક રા. ફકીરચંદ ખીમચંદ ઝવેરીને આભારી છે. હાલમાં તેના વ્યવસ્થાપક રા. હીરાચંદ હરખચંદ છે.

આ ઉપરાંત નવાપુરા–સગરામપુરા–હરિપુરા વિગેરે લત્તાના ઉપાશ્રયોમાં પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. કેટલાક સ્થળે લાયબ્રેરી જેવું પણ છે, તેના કાર્યવાહકો તેને વિશાળ બનાવશે એમ આશા છે.

---

## શ્રી મગનભાઇ પ્રતાપચંદ લાઇબ્રેરી અને વાંચનાલય

કેટલાક સમયથી મહુંમ શેઠ મગનલાલ પ્રતાપચંદ તરફથી આ લાઇબ્રેરી ખુલ્લી મુકવામાં આવી છે. તેમાં અર્વાચીન પુસ્તકોનો સંગ્રહ છે. જનતા તેનો લાભ લ્યે છે. આ સંસ્થાને સ્વતંત્ર મકાનની જરૂર છે ઉપરાંત આ સંસ્થામાં વાંચનાલય પણ છે, દૈનિકપત્રો, અઠવાડીકપત્રો આવે છે. ગોપીપુરાનો આખો લત્તો આ લાયબ્રેરી તથા

વાંચનાલયને સારો લાભ લ્યે છે. આ સાથે તેને સારા સારા ગુજરાતી–હિંદિ–અંગ્રેજી માસીકો પણ મંગાવવાની જરૂર છે. આશા છે કે તેના કાર્યવાહકો આ તરફ યોગ્ય ધ્યાન આપશે, અને આ સંસ્થાને સર્વાંગ સુંદર બનાવશે.

સેક્રેટરી તરીકે શા. હરખચંદ છોટુભાઇ ઉત્સાહથી કાર્ય કરે છે.



સાહિત્ય વિભાગ પૂર્ણ કરતાં પહેલાં સુરતના જૈનોને એકજ વિજ્ઞપ્તિ કરવાની છે અને તે એજ કે આપણી સમાજનો મોટો ભાગ તેમાંય બાળકો અને સ્રીઓ તો ખાસ કરીને પોતાની નિરક્ષરતા વા અજ્ઞાનતાને લીધે આ ભંડારો કે લાઇબ્રેરીઓનો લાભ લઇ શકતી નથી. જેના હાથમાં સમાજના ઉધ્ધારની ચાવી છે એજ આમ જ્ઞાનથી વંચીત રહે એ સુરત માટે શોભાસ્પદ નથી. આથી સ્રીઓ–બાળકો અને વૃધ્ધોને વાંચન–રસિક બનાવવા–તેમનામાં જ્ઞાનનો ફેલાવો કરવા એક **ફરતા પુસ્તકાલયની** સુરત જૈન સમાજને જરૂર છે. તે પુસ્તકાલય દરેક લત્તામાં પુસ્તકો પુરા પાડે તો સ્હેજે જૈનોમાં જ્ઞાનની અભિવૃધ્ધી થાય. આશા છે કે સુરતના જૈનો અગર જ્ઞાનભંડારોના કાર્યવાહકો આ યોજના પ્રત્યે સંપૂર્ણ લક્ષ આપશે.



# પ્રકરણ ૮ મું.

## ( જિન ચૈત્યો. )

વીસમી સદીના પ્રગતિશીલ જમાનામાં હરેક રાષ્ટ્ર—હરેક પ્રજા—અને હરેક સમાજ સ્વોન્નતિની પ્રબળ ભાવનાએ 'આગે કુચ' કરી રહી છે. જૈન સમાજ પણ તેથી વંચીત નથી. જૈન કોમ આજે પોતાનું આંતરપટ ઉકેલવા બેસી ગઈ છે. લાંબા સમયની નિંદ્રા ત્યાગી પોતાનું કર્તવ્ય ક્ષેત્ર પછી તે કેળવણી હો—સાહિત્યોધ્ધાર હો—સમાજ સુધારણા હો—કે તિર્થોધ્ધાર હો તે સંભાળવા જૈન કોમ બ્હાર પડી છે. તે કર્તવ્ય ક્ષેત્રોમાં ચૈત્યોધ્ધાર વા જીર્ણોધ્ધાર પણ એક આવશ્યક કર્તવ્ય ક્ષેત્ર છે.

જનત્વની પ્રબળ ભાવનાએ આપણા પૂર્વજોએ લાખો અને અબજો ચૈત્યો પાછળ ખર્ચ્યા છે અને ચૈત્યોજ આપણા ભૂત ગૌરવ અને જાહોજલાલીનું પૂણ્ય સ્મરણ છે. ગત્ ગૌર-વમાં વૃધ્ધી થવી કે ન થવી એતો કાળના ચોપડે લખ્યું હશે તેમ થશે પણ ગત્ ગૌરવ સાચવવું એ તો પૂર્વજોના વારસો તરિકે આપણું પૂનિત કતવ્ય છે.

પૂન્ય પ્રસાયે માનવ ભવ મળ્યો છે અને તેમાંય મહા પૂન્યના યોગે જૈન ધમ પ્રાપ્ત થયો છે તેની શું સાર્થકતા ? શુધ્ધ સમકીતી બનવું એજ આપણા મહાધર્મની મહા

આજ્ઞા છે. એ સમ્યક્ત્વ એટલે શુધ્ધ દેવ-ગુરૂ અને ધર્મમાં સંપૂર્ણ શ્રધ્ધા. એ સમ્યકત્વના આવાગમન અર્થે, એ સમ્યકત્વ ટકાવવા અર્થે આપણા ચૈત્યો-જીનાલયોજ સર્વોત્તમ સાધનો છે. માનવ ભવની મહત્તા અર્પનાર એ જીનાલયોની પૂજા-સેવા અને દર્શનમાંજ માનવભવની શ્રેષ્ઠતા છે

લાંબા સમયથી કઠીન કર્મોથી આત્મા અવરાયો છે તેને પૂનિત પાવન કરવા પ્રત્યેક બાળવૃધ્ધ જૈન દિવસ ભરમાં અનેકવાર પ્રાર્થે છે કે

"જાવંતિ ચેઇઆઇં, ઉઢ્ઢેઅ, અહેઅ, તિરિઅ, લોએઅ
સવ્વાઇં તાઇં વંદે, ઇહ સંતો તત્થ સંતાઇં"

આમ પ્રત્યેક બાળવૃધ્ધ જૈન ચૈત્ય પૂજા-દર્શન અને સેવામાં અહોભાગ્ય માને છે અને માનશે, કારણ ચૈત્યોજ જૈનોની જાહોજલાલીનું સ્મરણ છે, ચૈત્યોજ જૈનોના વૈભવોનું દિગદર્શન છે, ચૈત્યોજ કળાના ઉત્તમ નમુના છે, અરે, ચૈત્યોજ આત્મોધ્ધારના ઉત્તમ સ્થાનો છે. એજ કારણે જૈનો ચૈત્યોનું બહુમાન સાચવે છે, કારણ આત્મોન્નતિ એજ જૈનત્વનો આદર્શ છે.

## આજે જિનચૈત્યો ક્યાં ?

આજના ચૈત્યો જૈનો માટે ગૌરવપ્રદ છે, સાથે તે જૈનોને સ્વકર્તવ્યનું ભાન કરાવે છે. આજના વિદ્યમાન ચૈત્યો નિહાળતાં એકજ વિચાર ઉદ્દભવે છે કે 'અહા, પૂર્વ-

જોએ આ ચૈત્યો પાછળ આપણા આત્મોધ્ધાર માટે લાખો અને અબજો ખર્ચ્યાં. આપણને અમુલ્ય વારસો મલ્યો પણ આપણે તેનો યથાર્થ ઉપયોગ કરીએ છીએ કે કેમ! પૂર્વજોનો તે માટેનો ઉદ્દેશ બરાબર જળવાય છે કે કેમ? એ વિચાર તો સ્હેજેજ ઉદ્દ્ભવે!

## આપણા તિર્થસ્થાનો.

પ્રથમ તો આપણા તિર્થસ્થાનોનીજ શું પરિસ્થિતિ છે! જૈનત્વનો પડકાર આપતાં, આપણી રિધ્ધિ–સિધ્ધિ દર્શાવતાં આપણા તિર્થસ્થાનો કઇ દશામાં છે તેનો અવશ્ય વિચાર કરવો ઘટે. ટુંકમાં વિચારી લઇએ તોપણ તિર્થો માટે શ્વેતામ્બર અને દિગમ્બરો વચ્ચે ઝગડા થઇ રહ્યાં છે. પરિણામે આપણા કમભાગ્યે આપણું છે તે પણ ગુમાવવું પડે છે, પડયું છે. જયાં ત્યાં આપણી નિર્બળતાને કારણે આપણે ખસી માર્ગ આપવો પડયો છે. આ સ્થિતિ માટે આપણા પ્રત્યેક સાચા જૈનના નેત્રો રડે છે. હૃદય આક્રન્દ કરે છે કે "અરેરે, અમારા તિર્થસ્થાનો આ દશામાં? છેવટ પરમપવિત્ર તિર્થાધિરાજ શેત્રુંજય અમારા માટે–અમારી માલીકી નીચે અવશેષ રહ્યા હતો તેના આજે ત્રણ ત્રણ વર્ષથી દર્શન પણ નથી થતાં! તિર્થસ્થાનોની સ્વતંત્રતા આજે તિર્થક્ષેત્રોમાંજ બંદીની બની ગઇ છે. આનુંજ નામ કમભાગ્યની પરાકાષ્ટા!" જયારે ખુદ તિર્થસ્થાનોનીજ આ દશા છે તો અન્ય જીનાલયોનું પુછવુંજ શું?

**અન્ય જીનાલયો**

તિર્થસ્થાનો ઉપરાંત દરેક ગામ અને શહેર જ્યાં જ્યાં સામાન્ય ચાર પાંચ જૈનોના ઘર હશે ત્યાં પણ એકાદ દેહરાસર અગર છેવટ ઘર દહેરાસર તો હશેજ. પાટણ-અમદાવાદ-સુરત અને મુંબઈ જેવાઓમાં તો પોળે પોળે દહેરાસર છે પણ એ સૌ આજે કઇ દશામાં છે! તે તો કોઇપણ સુવિચારક જૈનોની નજર બ્હાર નહિજ હોય.

એક એવો પણ સમય હતો જ્યારે જૈનો જાહોજલાલીની પરાકાષ્ટાએ પહોંચ્યા હતા, ત્યારે જૈનેતર ધર્મગુરૂઓને ઘેરઘેર ફરી પોકારવું પડયું હતું કે "हस्तिना ताड्यमानोऽपि न गच्छेद् जिन मंदिरम्" તેનું શું કારણ? તેના બેજ કારણ હોઇ શકે. એક તો જૈનોની જાહોજલાલીની ઇર્ષા અને બીજું તેમની ધર્મઘેલછા. એ સ્થિતિ ઉદ્દભવે તેનું કારણ પણ હતું કે તે વખતે જૈનો પોતાના ચૈત્યોની જાળવણી-ખીલવણી અને અભિવૃધ્ધિમાં એકકા હતાં. એટલે ત્યાં જનાર સ્હેજે પલટાઇ જાય તેમ હતું.

**ચૈત્યોની આધુનિક શોકજનક દશા**

પણ આજે શું દશા છે? આપણું વ્યવસાયીપણું કહો, આલસ્ય કહો, અગર બેદરકારી કહો પણ જૈનો પ્રભુ-પૂજા પણ વીસરવા લાગ્યા છે. શાસ્ત્રોકત વિધિ છે કે પ્રત્યેક જૈને ઠેઠ નવણથી માંડી પૂજન સુધીની ક્રીયા સ્વહસ્તેજ કરવી

જોઇએ, તેને બદલે આજે સર્વ તૈયારી પૂજારી કરી આપે પછીજ પૂજા થાય છે. પણ પૂજારી એટલે શું ? એક ભાડુતી નોકર. નોકર નોકરીજ કરી જાણે. સેવા પૂજા ન કરી જાણે તે સ્વાભાવીક છે. તેમાંય કોઇ મનુષ્યની સેવા પૂજા કરવાની હોય તો તો બધુય ચાલે, પણ આતો દેવના દેવ–ઇન્દ્રોના પણ ઇન્દ્ર, એવા પરમાત્માની પૂજા સેવા કરવાની છે, અને તે પણ એક ભાડુતી નોકર પાસે કરાવવાનો સમય આવે એ જૈનો માટે ઓછું શરમાવનારૂં નથી.

ત્યારે પ્રશ્ન થાય કે શું અગાઉ પૂજારીઓ નહોતા રાખવામાં આવતાં ? હા. રાખવામાં આવતાં પણ તે દહેરા શરોની સંભાળ રાખવા પુરતાંજ. આજની માફક તેમને દેવોના માલીક બનાવી નાખવામાં નહોતાં આવતાં. આજે કેટલેય સ્થળે પૂજારીઓની જોહુકમીનો પાર નથી. તિર્થ સ્થાનોનાં પૂજારીઓની જોહુકમાંથી તો સૌ કોઇ જાણીતું છે. આ પૂજારીઓ કોણ ? જેઓ એમ માનતાં અને ઉપદેશતાં કે "हस्तिना ताड्यमानोऽपि न गच्छेद् जिन मंदिरम्" એજ જૈનેતરો છે. એજ આજે આપણા ચૈત્યોના માલીકો જેવા બન્યા. એવી માન્યતાવાળા આ ભાડુતી નોકરો આપણા દેવાધી દેવોની શું–કેમ અને કેવા હૃદયથી સેવા–પૂજા કરે એ વિચારતાં ભાગ્યેજ કોઇ કહી શકશે કે જે થાય છે તે ઠીક થાય છે.

ઉંડાણુથી વિચાર કરીએ તો આ જૈનેતર પૂજારીઓ પોતાના ઇષ્ટદેવને મૂકી આપણા દેવોની સહૃદય પૂજા કરે એ સંભવીતજ નથી. કેટલાક સ્થળોમાં તો આ પૂજારીઓ પોતાના ઇષ્ટદેવોને આપણા મંદીરોમાં ગોઠવી દે છે પછી એક યા બીજા સ્વરૂપમાં, મૂર્તિ હોય વા ફોટો. આ સ્થિતિ જૈને કાં ન વિચારે ? શું એ આપણી બેદરકારી નથી ?

## બેદરકારીનું પરિણામ

થોડા વર્ષ પરજ પાટણ પાસેના ચારૂપ ગામમાં જૈન દહેરાસરમાં તેના પૂજારીએ પોતાના ઇષ્ટદેવની મૂર્તિ સ્થાપેલી. સદ્ભાગ્યે પૂજ્ય આચાર્ય શ્રી સાગરાનંદ સૂરિશ્વરજી ત્યાં પધાર્યા અને તે પાટણના સંઘને બતાવી તેમની આંખો ઉઘાડી. તેનો કેસ ચાલ્યો. વડોદરાની અદાલતે ન્યાય આપ્યો કે 'પૂજારીના ઇષ્ટદેવની મૂર્તિ ત્યાંથી ખસેડવી અને તેને માટે જૈનોએ પોતાના ખર્ચે શીવાલય બાંધી આપવું.' આ એકજ કીસ્સો જૈનોની પોતાના ચૈત્યો પ્રત્યેની બેદરકારીનું ભાન કરાવવા બસ છે.

## જૈનોનું વસ્તી પ્રમાણ

હજુ પણ જરા આગળ વધી વિચારીએ. આજે આપણું સ્થાવર તિર્થ તો આ દશામાં છે પણ ખુદ આપણા જંગમ તિર્થમાં જૈનાની શું દશા છે ? જૈનોનું વસ્તી પ્રમાણ દર વર્ષે ઘટતું જાય છે, અને વિચારકો કહે છે કે

જો આ રીતે દરવર્ષે ઘટયે જાય તો જૈન પ્રજા આવતી અર્ધી સદીમાં રહે કે કેમ તે શંકાસ્પદ છે. અલબત્ત જૈનોનુ મરણ પ્રમાણ વધુ છે તે સાથે જૈનો જૈનેતરો થઈ રહ્યા છે તેનું પ્રમાણ પણ કાંઈ ઓછું નથી!

ઉદેપુર-મેવાડ વિગેરે સ્થળોમાં વિચરનાર સુવિહિત મૂનિરાજો કહે છે કે અગાઉ ત્યાં ઓશવાલોના ૫૦૦૦ પાંચ હજાર ઘરો હતા તે ઘટીને હાલ માત્ર પાંચસો છે. તેઓ વૈષ્ણવો થઇ ગયા છે. બંગાળમાં સરાકજાતી છે તે પણ અગાઉ શ્રાવકો હતાં. નાગપુર એકજમાં ૪૦૦ ઘર જૈનકલાલોના છે. આ જૈનોની વસ્તીમાં મોટા ગાબડા પડે છે એથીજ જૈનોનું વસ્તી પ્રમાણ ઘટે છે. આ વસ્તી પ્રમાણ ઘટવાના કેટલાક કારણો છે પણ તેમાં મોટું કારણ તો તેમને પેટ પોષણના સાધનો ન હોવાથી તેવી સગવડો મલતાં તેઓ જનતરો ઈચ્છાપૂર્વક થાય છે. તે સ્થિતિ જૈનો કાં ન વિચારે! અત્યારે પણ જે જૈનો વિદ્યમાન છે તેમાં પણ ઉચ્ચ કુટુમ્બના ખાનદાન યુવાનો ૧૦-૧૫ રૂપીઆની નોકરી માટે પોકારો પાડે છે. આ આપણી ઓછી બેકારી નથી. જ્યારે માણસને પેટ ન ભરાય ત્યારે તે ધર્મ વિસરે તેમાં શું નવાઇ?

**તેનો ઉપાય**

આ દુઃખદાયક બેકાર દશા દૂર કરવા અનેક માર્ગો છે. તેને માટે અનેક યોજનાઓ હોય. પણ સામાન્ય વ્યહવારૂ

અને અસરકારક થઈ પડે એવી આ પણ એક યોજના છે. અમારૂં એમ મંતવ્ય છે કે જૈનોના દરેક ખાતા જૈનોજ સંભાળે તો સ્હેજે આ બેકાર દશા દૂર થાય અને દરેક સંસ્થાનું તંત્ર સુનિયંત્રીત બને.

આજે ગુજરાતમાં લગભગ ૧૫૦૦ દહેરાશરો છે. દરેક દહેરાસરમાં કમમાં કમ ત્રણ માણસો તો પોષાય છે તે માણસો જો જૈનો રાખવામાં આવતાં હોય તો સ્હેજે ૪૫૦૦ માણસો અને તેમના કુટુમ્બનો ઉધ્ધાર થઈ જાય. સાથે સાથે તેઓ જૈનોજ હોવાથી પ્રભુ-પૂજામાં-ચત્યોની સાર સભાળમાં સુંદરમાં સુંદર કાર્ય થાય. આથી અમે એમ નથી કહેવા માંગતાં કે એ રીતે જૈનોને દેવદ્રવ્ય ખવરાવવું. તેમને સાધર્મિક વા સાધારણ ખાતામાંથી પગાર આપી શકાય છે. આથી આપણું ચૈત્ય-પૂજન સુંદર બને છે તે સાથે જૈન સમાજની બેકાર દશા દૂર થાય છે અને એજ વિચાર કે 'જૈનોના ખાતા જૈનોજ સંભાળે' તેનો અમલ કરવામાં આવે તો આજે આપણા

| | | |
|---|---|---|
| ૧૫૦૦ | દહેરાસરોમાં | ૪૫૦૦ માણસો |
| ૬૫૦ | ઉપાશ્રયોમાં | ૬૫૦ માણસો |
| ૩૦૦ | ધર્મશાળાઓમાં | ૬૦૦ માણસો |
| ૧૦૦ | પાઠશાળાઓમાં | ૨૦૦ માણસો |
| ૭૫ | પાંજરાપોળોમાં | ૨૫૦ માણસો |
| | | ૬૨૦૦ |

એમ સહેજે જૈન સમાજ પોતાનાજ ખાતાઓમાં બીન મુશ્કેલીયે લગભગ પોણો લાખ માણસો નભાવી શકે છે અને એટલાજ કુટુમ્બોનો જૈન સમાજ આશીર્વાદ પામી શકે છે. જૈન સમાજની બેકાર દશા દૂર કરવાનો આ પણ સંગીન માર્ગ છે એ વિચાર જૈન સમાજ ઉંડાણથી તપાસે તો અમારૂં ચોકસ માનવું છે કે અમારા એ વિચારમાં સત્યજ જણાશે.

## વહીવટની ફરિયાદો

ઉપરની બાબતો અવશ્ય વિચારવા જેવી છે તે સાથે આપણા દહેરાશરોને અંગે જયાં ત્યાં તેના વહીવટ માટે પણ કયાં ઓછી ફરીયાદો છે ? તેના નાણાની વ્યવસ્થામાં તેના હિસાબ રાખવામાં—જણસોની સંભાળ રાખવામાં—તેની ઉઘરાણીઓ ભેગી કરવામાં પણ અનેક જગ્યાએ ફરીયાદો હોય છે તે અવશ્ય સુધારવી ઘટે છે આ ઉપરાંત એક પ્રકારની એવી રૂઢ પ્રથા થઇ પડી છે કે એક દહેરાસરની રિદ્ધિ સિદ્ધિ બીજાના કામમાં ન આવે. અરે એક દહેરાસરમાંથી બીજા દહેરાસર માટે પ્રભૂની મૂર્તિ જોઇતી હોય તો પણ 'નકરો' લેવાય છે આ પરિસ્થિતિ અવશ્ય વિચારવી ઘટે છે. આ મારૂં દહેરાસર—આ મારા પ્રભુ એ ભાવના કરતાં પ્રભુ સૌના છે, પ્રભુનું મંદીર સૌ માટે છે, તેનો લાભ સૌ કોઇ માટે સરખોજ હોય એ ઉદાર ભાવના જૈન સમાજે કેળવવાની જરૂર છે.

# પ્રકરણ ૯ મું.

## સુરતના જિન ચૈત્યો.

### ગોપીપુરા.

| નંબર | નામ અથવા મુળનાયકજી | બંધાવનાર | ઠેકાણું |
|---|---|---|---|
| ૧ | શ્રી અષ્ટાપદજી | | ગોપીપુરા ખાડી |
| | શ્રી રૂષભદેવજી | કલાભાઈ શ્રીપતજી | |
| ૨ | શ્રી મહાવીર સ્વામિજી | | ,, ,, |
| ૩ | શ્રી સંભવનાથજી | | વકીલનો ખાંચો |
| ૪ | શ્રીધર્મનાથજી | .... .... | ,, ,, |
| ૫ | શ્રી સંખેશ્વર પાર્શ્વનાથજી | .... .... | ,, ,, |
| ૬ | શ્રી ધર્મનાથજી | ... ... | ,, ,, |
| ૭ | શ્રી શીતલનાથજી | ભાઈદાસનેમી | પ્રેમચંદ રાયચંદ |
| ૮ | શ્રી લાલીનું દહેરાસર | | ધર્મશાળા પાસે |
| ૯ | શ્રી કુંથુનાથજી | .... .... | મોટા રસ્તે |
| ૧૦ | શ્રી સંભવનાથજી | મંચ્છુભાઈ તલકચંદ | ગોપીપુરા |
| ૧૧ | શ્રી વાસુપૂજ્ય સ્વામિ | .... .... | મોટીપોળ |
| ૧૨ | શ્રી શાન્તીનાથજી | જગાભાઈ વીરચંદ | ગોપીપુરા મોટીપોળ |
| ૧૩ | શ્રી પાર્શ્વનાથજી | હીરાચંદ મંગળદાસ | ,, ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૪ | શ્રી શાન્તીથાનજી | .... .... | માલીફલીયું |
| ૧૫ | શ્રી આદીશ્વરજી | .... ... | ,, ,, |
| ૧૬ | ,, | .... .... | ,, ,, |
| ૧૭ | શ્રી ઉમરવાડી પાર્શ્વનાથજી | .... | ઓશવાલ મહોલ્લો |
| ૧૮ | શ્રી મનમોહન પાર્શ્વનાથજી | ... | ,, ,, |
| ૧૯ | શ્રી ચંદ્ર પ્રભુજી | .... | ,, ,, |
| ૨૦ | પુલચંદ ઉત્તમચંદનું દહેરાસર | ... | ,, ,, |
| ૨૧ | શ્રી અનંતનાથજી | શેઠ નેમચંદ મેલાપચંદ | નેમુભાઇનીવાડી |
| ૨૨ | ડોશીનું દેહેરાસર | ડાઈબાઇ | વકીલનો ખાંચો |

વડાચૌટા.

| | | | |
|---|---|---|---|
| ૨૩ | શ્રી કલ્યાણપાર્શ્વનાથજી | જમનાદાસ લાલભાઈ | વડાચૌટા |
| ૨૪ | શ્રી મહીર સ્વામિજી | .... .... | તાળાવાળીપોળ |
| ૨૫ | શ્રી અજીતનાથજી | ... ... | ,, |
| ૨૬ | શ્રી નેમીનાથજી | .... .... | પંડોળનીપોળ |
| ૨૭ | શ્રી ગોડીપાર્શ્વનાથજી | .... .... | નગરશેઠનીપોળ |
| ૨૮ | શ્રી આદીશ્વરજી | .... .... | ઓવારી કાંઠે |
| ૨૯ | શ્રી મહાવીરસ્વામિજી | તલકચંદ મોતીચંદ કચરા | નાણુવટ |
| ૩૦ | શ્રી અજીતનાથજી | .... .... | હનુમાનની પોળ |
| ૩૧ | શ્રી ચિંતામણી પાર્શ્વનાથજી | .... .... | શાહપુર |

બીજા લત્તાઓના.

| | | | | |
|---|---|---|---|---|
| ૩૨ | શ્રી ચંદ્રપ્રભુજી | .... | ... | .... સૈયદપરા |
| ૩૩ | શ્રી વિમલનાથજી | ... | .... | ....સોનીફળીયા |
| ૩૪ | શ્રી સુવિધિનાથજી | .... | .... | ....દેશાઇપોળ |
| ૩૫ | શ્રી અજીતનાથજી | .... | .... | .... ,, |
| ૩૬ | તલકચંદ માસ્તરવાળાનું દહેરાસરજી | | | .... ,, |
| ૩૭ | શ્રી ચંદ્રપ્રભુજી | .... | ... | .... નાનપુરા |
| ૩૮ | શ્રી વાસુપૂજ્ય સ્વામિજી | | .... | ....સગરામપુરા |
| ૩૯ | શ્રી શાન્તીનાથજી | .... | .... | .... નવાપુરા |
| ૪૦ | શ્રી શીતલનાથજી | .... | .... | .... હરીપુરા |
| ૪૧ | શ્રી સુપાર્શ્વનાથજી | .... | .... | છાપરીયાશેરી |
| ૪૨ | શ્રી આદીશ્વરજી | .... | .... | .... ,, |
| ૪૩ | શ્રી ગોડીપાર્શ્વનાથજી | .... | .... | ... ગોળશેરી |
| ૪૪ | શ્રી ચંદ્રપ્રભુજી | બાઈ નેમીકુંવર | | ,, |
| ૪૫ | શ્રી આદીશ્વરજી | ફૂલચંદ કલ્યાણચંદ | | લાઇન્સ |
| ૪૬ | શ્રી આદીશ્વરજી | .... | .... | ....કતારગામ |

અહીં દર કાર્તિકી અને ચૈત્રી
પૂર્ણીમાએ યાત્રા થાય છે.

તા. કઃ-આ દહેરાસરોની નોંધ શ્રી જૈનશ્વેતામ્બર કોન્ફરન્સ તરફથી પ્રગટ થયેલ જૈનશ્વેતામ્બર મંદીરાવળી પરથી મુખ્યતઃ લેવામાં આવી છે.

# પ્રકરણ ૧૦ મું.

## ચૈત્યોની જીર્ણાવસ્થા.

આ ઉપરાંત ઘણા સ્થળોમાં જોઇએ છીએ કે પૂજા કરનાર શ્રાવકના એક બે ઘર હોય તેવા સ્થળોમાં પણ દહેરાસરો હોય છે. મારવાડ–મેવાડ અને કાઠીયાવાડના કેટલાક સ્થળોમાં તો પૂજા કરનાર શ્રાવકો પણ નથી હોતાં. પરિણામે તે દહેરાસરો જીર્ણ સ્થિતિમાં છે તેમનો ઉધ્ધાર થવોજ ઘટે. નહિતર આપણા ગૌરવનું આ એકનું એક સાધન પણ થોડા વખતમાં ગુમાવવાનો સમય આવશે.

### સુરત સમજ્યું

આ પરિસ્થિતિ ઉત્પન્ન થઇ ત્યારે સુરતી જૈનોએ શું કર્યું તે જાણવાને સારીય જૈન સમાજ ઉત્સુક હોય તે સ્વાભાવીક છે. સુરતે દરેક ક્ષેત્ર સંભળાવ્યા છે. પ્રત્યેક દિશામાં સ્વ કર્તવ્ય બજાવ્યું છે. સુરત જાગૃત થઇ ચુકયું હતું. તેણે દરેક કર્તવ્ય ક્ષેત્રમાં ફાળો અર્પો છે. જે જૈન ચૈત્યો વિદ્યમાન છે તેમાં વૃધ્ધી થાય કે ન થાય પણ જે છે તે જાળવી રાખવાં, એ પૂનિત કર્તવ્ય માની 'જીર્ણોધ્ધાર વા ચૈત્યોધ્ધાર'ના પવિત્ર કાર્યમાં પોતાનો સૂર પુરાવવા સુરતી જૈન જનતાએ 'શ્રી સુરત ધરમચંદ ઉદયચંદ જૈનજીર્ણોધ્ધાર ફન્ડ' સ્થાપ્યું.

## ફંડની સ્થાપના અને ટુંક ઈતિહાસ

આ ફંડની સ્થાપના શ્રી મોહનલાલજી મહારાજના શિષ્ય મૂનિશ્રી હરખમૂનિજીને ગણી પદ્દ આપ્યું તે પ્રસંગે થઈ હતી. સંવત ૧૯૫૮ માં કારતક વદ બીજને બુધવારે આ ફંડ અસ્તિત્વમાં આવ્યું. આ ફંડ તરફથી તેના કાર્યના અવારનવાર રિપોર્ટો બ્હાર પડયા છે.

## ફંડનો ઉદ્દેશ

સુરત અને સુરત જીલ્લાના તમામ દહેરાસરોની સુવ્યવસ્થીત સ્થિતિ જળવાઇ રહે તે માટે જીર્ણ થયેલાં દહેરાસરોને યોગ્ય મદદ આપી તેમની પવિત્રતા અને અસ્તિત્વ ટકાવી રાખી જૈનોનું પ્રાચીન ગૌરવનું સંરક્ષણ કરવાનો આ ફંડનો ઉદ્દેશ છે.

આ રીતે આ ફંડે જૈન સમાજની ઉત્તમ સેવા બજાવી છે. હજું પણ આ ફંડને વધારી અખીલ ભારતીય જીર્ણોધ્ધાર ફંડ બનાવવાની ભાવના તેના કાર્યવાહકોને હશેજ. શાસનદેવ એ ભાવના બર લાવવાને સૌને શક્તિ બક્ષે એજ પ્રાર્થના.

આ ફંડની વ્યવસ્થા માટે એક ટ્રસ્ટમંડળ નિમવામાં આવ્યું છે. આ ફંડની પ્રગતિ અને સંગીન કાર્ય તેના ટ્રસ્ટમંડળના ઉત્સાહી પ્રયત્નોનેજ આભારી છે. આ ફંડના મેનેજીંગ ટ્રસ્ટી તરિકે શેઠ દલીચંદ વીરચંદ ઉત્સાહપૂર્ણ કાર્ય કરે છે.

## જત જીર્ણોધ્ધાર ફંડ તરફથી જીર્ણોદ્ધાર ખાતે સંવત ૧૯૮૨ના આશો વદી ૦)) સુધીમાં ખરચાયેલી રકમો.

| | | |
|---|---|---|
| ૨૩૦૦ | સુરત | સૈયદપરાના શ્રી નંદીશ્વરદ્વીપના દહેરાસરજીમાં |
| ૫૦૦૦ | ,, | દેશાઈપોળના શ્રી ચૌમુખજીના દહેસરજીમાં |
| ૧૩૦૦ | ,, | સોનીફળીઆના શ્રી વીમળનાથજીના ,, |
| ૧૮૦૦ | ,, | શાહપોરના શ્રી ચીંતામણીજીના દહેરાસરજીમાં |
| ૯૦૦ | ,, | નાણાવટ હનુમાનની પોળમાં શ્રી અજીતનાથજીના દહેરાસરજીમાં |
| ૧૮૦૦ | ,, | ગોપીપરાના શ્રી આદીશ્વરજી ભગવાનના દહેરાસરજીમાં |
| ૩૦૦૦ | ,, | ઓવારી કાંઠાના શ્રી આદીશ્વરજીના દહેરાસરજીમાં |
| ૧૩૦૦ | ,, | ગોળશેરીના શ્રી ચંદ્રપ્રભુના દહેરાસરજીમાં |
| ૪૦૦ | ,, | નાણાવટ તાળાવાળાની પોલમાં શ્રી અજીતનાથજીના દહેરાસરજીમાં. |
| ૨૫૦૦ | ,, | ગોપીપરાના વાલીના દહેરાસરજીમાં |
| ૧૫૦૦ | ,, | ગોપીપરા ઓશવાલ મોહલ્લાના શ્રી ઉમરવાડી પાર્શ્વનાથજીના દહેરાસરજીમાં |
| ૪૫૦૦ | ,, | ગોપીપરા કાયચ મોહલ્લામાં શ્રી શાંતિનાથજીના દહેરાસરજીમાં |
| ૧૭૦૦ | ,, | દેશાઈપોળના શ્રીસૂવીધીનાથજીના દહેરાસરજીમાં |

| | | |
|---|---|---|
| ૨૦૦૦ | ,, | ગોપીપરાના શ્રી શીતળનાથજીના દહેરાસરજીમાં |
| ૩૦૦૦ | ,, | સગરામપરાના શ્રી વાસુપૂજ્યસ્વામીના દહેરાસરજીમાં |
| ૪૦૦ | ,, | કાંકરીઆના શ્રી આદેશ્વરજીના ભગવાનના દહેરાસરજીમાં |
| ૨૦૦ | | શ્રી રાંદેરના દહેરાસરજીમાં |
| ૧૦૦૦ | | ઓરપાડના દહેરાસરજીમાં |
| ૧૦૦૦ | | ગામ વરીઆવના દહેરાસરજીમાં |
| ૩૦૦૦ | | કતારગામના દહેરાસરજીમાં |
| ૨૦૦૦ | | કાવી (ગાંધાર) ગામના દહેરાસરજીમાં |
| ૧૦૦૦ | | કઠોર ગામના દહેરાસરજીમાં |
| | | ૪૦૯૦૦) |

## શેઠ ઘેલાભાઇ લાલભાઇ ઝવેરી
## કેસર બરાસ ફન્ડ, સુરત,

ગુજરાત કાઠિયાવાડ અને મારવાડમાં આજે કેટલાય એવા સ્થળો છે જ્યાં જનોની વસ્તી જુજ પ્રમાણમાં બલ્કે નહિ જેવીજ હોય છતાં ત્યાં મોટા ભવ્ય દહેરાસરો છે. આથી એ દહેરાસરોની સંપૂર્ણ તપાસ અને સંભાળ રખાતી નથી. તેને અંગે જોઈતા સાધનો પણ પુરા પ્રમાણમાં વસાવી

શકાતા નથી. છતાં દહેરાસરને અંગે જોઈતા સાધનો તો હોવાજ ઘટે.

આ સ્થિતિમાં જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં ત્યાં કેશર બરાસ વિગેરે પુરૂ પાડવાને ઉપરોક્ત ફન્ડ સ્થપાયું છે. જેમાંથી દરવર્ષે કેટલાય દહેરાસરોને મદદ અપાય છે. આથી આ ફન્ડના સ્થાપક અને વ્યવસ્થાપકો મહદ્ પૂણ્ય ઉપાર્જન કરે છે. સુરતને કીર્તિવન્ત બનાવવામાં આ ફન્ડે પણ ઉચીત ફાળો આપ્યો છે. આ ફન્ડની વ્યવસ્થા સ્વ. શેઠ નગીનચંદ ઘેલાભાઈ ઝવેરી કરતાં અને હજુ પણ તેમનાજ કુટુંબ તરફથી આ ફન્ડની વ્યવસ્થા કરવામાં આવે છે. આ ફન્ડને આગળ ધપાવે એજ અભ્યર્થના !



# જૈન ઉપાશ્રયો અને ધર્મશાળાઓ

# પ્રકરણ ૧૧ अ

## જૈન ઉપાશ્રયો–સુરત.

જૈનોની ધર્મશ્રધ્ધાનું સંપૂર્ણ ભાન તેના ઉપાશ્રયો કરાવે છે. બે ત્રણ જૈનોની વસ્તીવાળું પણ એકે ગામડું એવું નહિ હોય જ્યાં ઉપાશ્રય ન હોય. જૈનોમાં ઉપાશ્રયનો મહિમા અદ્વિતિય છે. કામ અને અર્થમાં મુંઝાયેલી દુનિયાને ઠરવા ઠેકાણું હોય તો ધર્મસ્થાનોજ છે, જ્યાંથી માનવો ધર્મ અને મોક્ષ જાણી શકે છે, તે પ્રાપ્ત કરવાને પ્રયત્નશીલ બને છે. આથીજ ઉપાશ્રયો તો પ્રત્યેક શહેર અને ગામડામાં જૈનોએ કોઈપણ ભોગે ઉભા કર્યા છે.

### સુરતની વિશિષ્ટતા

પણ સુરતના જૈનોની એક વિશિષ્ટતા છે. સુરતમાં લત્તાવાર એકેક ઉપાશ્રય છે એમ નહિ પણ પ્રત્યેક ગચ્છ-વાર ઉપાશ્રય છે. આજથી પચાશેક વર્ષ પૂર્વે જ્યારે ગચ્છો, પેટાગચ્છોની ભાવના બળવત્તર હતી ત્યારથીજ સુરતમાં પ્રત્યેક ગચ્છ માટે એકેક ઉપાશ્રય અને દહેરાસર ઉભા થયા છે. મતભિન્નતા ક્યારે ઉદ્‌ભવે કે જ્યારે સંખ્યાની બાહુલ્યતા હોય. એમ ગચ્છો, પેટાગચ્છોની ભાવના ત્યારેજ હતી જ્યારે જૈનોની વસ્તી આજથી વિશેષ હતી.

### પણ આજે

પણ આજે તો જૈનોની વસ્તી ઘટવા લાગી છે. જૈનોને જ્યારે એ ખ્યાલ આવ્યો ત્યારે સૌને હવે સાથેજ ઉભા

રહેવાનો ધર્મ છે એમ લાગ્યું. પરિણામે સાર્વજનિકભાવના ઉત્પન્ન થઈ. મતભિન્નતા–સંકુચિતતા દૂર થતાં ઉદારતા અને વિશાળ ભાવના જૈનોમાં આવી. અમે અમુક ગચ્છના એ ટુંકી ભાવના દૂર થતાં અમે જૈનો છીએ એ ભાવનાએ નવું સ્વરૂપ પકડયું. સમાજ જાગૃત થઇ અને એક જબ્બર આન્દોલન ઉભુ થયું અને તે સાર્વજનિક ભાવના.

## પરિણામે

સૌ વિશાળ દ્રષ્ટિએ જોવા લાગ્યા. મારા મારી ઉડી ગઈ. એક તો ઉપાશ્રય માટે જૈનોમાં બહુમાન હતુંજ તેમાં વળી આ વિશાળભાવના આવી. પછી કહેવુંજ શું ? લોકો માનવા લાગ્યા અને પ્રથમ પણ માનતા કે દુકાનો અને પેઢીઓ તો સૌ ચલાવે છે પણ ધર્મની દુકાનો અને પેઢીઓ ચલાવનારા વિરલાજ હોય છે. ઉપાશ્રય કે પૌષધ-શાળા એ ધર્મની દુકાન છે. એ બંધાવનાર મહત્ પૂન્યનો ભાગી બને છે. ઉપાશ્રયથીજ ધર્મભાવના જાગૃત થતાં, કર્મ પડળો દૂર થતાં, આત્મા જ્યોતિર્મય બને છે, આત્માનો સાક્ષાત્કાર થાય છે, અરે આત્મોધ્ધાર કરી શકાય છે.

## આપણા પૂર્વજોએ

આપણા પૂર્વજોએ તો તે માટે લાખો અને કરોડો અર્પ્યાં છે. તેના વંશજો તેમજ વર્તે તેમાં શું શંકા ? જૈન રત્ન પ્રતાપીમંત્રી પૃથ્વીકુમાર ઉર્ફે પેથડ કુમારના પિતા

દેદાશાહે તો ઉપાશ્રયના પાયામાં કેશર નખાવ્યું હતું અને ઉપાશ્રયને સોનાના પતરાથી મઢાવ્યો હતો. એટલે ઉપાશ્રયોની મહત્તા જૈન શાસ્ત્રકારોએ ઓછી નથી આંકી, તેમ જૈનોએ પણ તે મહત્તા જાળવવાને પોતાથી બનતું કર્યું છે.

**પછી સુરતે શું કર્યું**

એક તરફ ઉપાશ્રયની આ મહત્તા અને બીજી તરફ નવી જાગૃત થયેલી વિશાળ ભાવનાએ સુરતમાં અજબ પલ્ટો આણ્યો. સાર્વજનિક ભાવનાએ જૈનોએ સાર્વજનિક ઉપાશ્રયો બંધાવવા શરૂ કર્યા, અને એ રીતે જૈન ગૌરવ વધાર્યું.

**વડાચૌટા**

સૌથી પ્રથમ સુરતમાં વડાચૌટામાં સંવેગીનો મોટો ઉપાશ્રય સાર્વજનિક ઉપાશ્રય તરિકે અસ્તિત્વમાં આવ્યો. આજે પણ એ ઉપાશ્રયની ભવ્ય રચના છે.

**ગોપીપુરા.**

સુરતના બીજા સૌથી મોટા લત્તા ગોપીપુરામાં પણ 'નેમુભાઇની વાડી'ના નામે ઓળખાતો સાર્વજનિક ઉપાશ્રય શેઠ નેમચંદ મેલાપચંદે બંધાવ્યો. ગોપીપુરામાં આ પ્રથમજ સાર્વજનિક ઉપાશ્રય અસ્તિત્વમાં આવ્યો. આજે એ ઉપાશ્રયની મહત્તા સવિશેષ ગણાય છે.

ત્યારપછી તો દરેક લત્તામાં એક પછી એક સાર્વજનિક ઉપાશ્રયો બંધાયા. એ સૌ ઉપાશ્રયોની લત્તાવાર નોંધ નિચે આપવામાં આવી છે.

# સુરતના જૈન ઉપાશ્રયો.

## ગોપીપુરા.

| નામ. | ઠેકાણું. | ઉપયોગ છે કે નહી અને કોના ઉપયોગમાં આવે છે. |
|---|---|---|
| ૧ દેવસુર ગચ્છનો ઉપાશ્રય. | ગોપીપુરા ખાડીપર. | નથી. |
| ૨ આનસુર ગચ્છનો ઉપાશ્રય. | ,, | નથી. ભાડે સ્કુલને માટે આપેલું છે. |
| ૩ આંચળ ગચ્છનો ઉપાશ્રય. | ,, | નથી. |
| ૪ દેવસુર ગચ્છનો બીજો ઉપાશ્રય. | ,, | બૈરાઓના પ્રતિક્રમણમાં તેમ સાધ્વીના ઉપયોગમાં આવે છે. |
| ૫ હુકમ મૂનિજીનો ઉપાશ્રય. | ગોપીપુરા | નથી. |
| ૬ સાગર ગચ્છનો ઉપાશ્રય. | ઓશવાલ મોહલ્લાને નાકે. | બૈરાઓના પ્રતિક્રમણમાં તેમ સાધ્વીના ઉપયોગમાં આવે છે. |
| ૭ શીતલવાડીનો ઉપાશ્રય. | ઓશવાલ મોહલ્લો | ખડતર ગચ્છના સાધુઓ ઉતરે છે |
| ખડતર ગચ્છનો ઉપાશ્રય. | | ,, સાધ્વીઓ ,, |
| ૮ વાસુપુજ્ય સ્વામીના દેરાનો ઉપાશ્રય | ,, | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૯ | નેમચંદ મેળાપચંદની વાડીનો ઉપાશ્રય<br>ખીમચંદ મેળાપચંદનો ઉપાશ્રય | | સાધુઓ ઉતરેછે અને ગોપીપરામાં મુખ્ય સાર્વજનીક ઉપાશ્રય ગણાય છે. |

## વડાચૌટા.

| | | | |
|---|---|---|---|
| ૧૦ | સંવેગીનો મોટો ઉપાશ્રય. | ખબુતર ખાના પાસે | સાધુઓ ઉતરેછે અને વડાચૌટાનો મૂખ્ય સાર્વજનીક ઉપાશ્રય ગણાય છે. |
| ૧૧ | મૂનિજીનો ઉપાશ્રય. | | બૈરાઓના ઉપયોગમાં આવેછે. |
| ૧૨ | બૈરાનો ઉપાશ્રય. | | ,, |
| ૧૩ | સાધ્વીજીનો ઉપાશ્રય. | તાળાવાળી પોળ | ,, |
| ૧૪ | શ્રી વિમળગચ્છનો ઉપાશ્રય. | સૈયદપુરા | નથી |
| ૧૫ | સાધ્વીજીનો ઉપાશ્રય. | દેસાઇ પોળ | ઉપયોગમાં છે |
| ૧૬ | વડી પોશાલગચ્છનો ઉપાશ્રય | શાહપુર | નથી |
| ૧૭ | મોટો ઉપાશ્રય. | નવાપુરા | સાધુઓ ઉતરે છે. |
| ૧૮ | છોટી પોશાળગચ્છનો ઉપાશ્રય | ,, | ,, |
| ૧૯ | નવો મોટો ઉપાશ્રય. | દેરાસર સામે હરિપુરા | ,, |

| | | |
|---|---|---|
| ૨૦ નાનો ઉપાશ્રય. | દેરાસર પાછળ ,, | ,, |
| ૨૧ ઉપાશ્રય. | ગોળશેરી | ,, |
| ૨૨ દેવસુર ગચ્છનો ઉપાશ્રય. | છાપરીયા શેરી | ,, |
| ૨૩ શ્રાવીકાનો ઉપાશ્રય. | ,, | બૈરાઓ માટે |
| ૨૪ સાધુઓનો ઉપાશ્રય. | ,, | સાધુઓ ઉતરે છે |
| ૨૫ સંવેગીનો ઉપાશ્રય. | સગરામપુરા | ,, |
| ૨૬ બૈરાઓનો ઉપાશ્રય. | ,, | બૈરાઓના ઉપયોગમાં આવેછે. |



# પ્રકરણ ૧૧ વ

## શ્રી જૈન ધર્મશાળાઓ, સુરત.

### સુરત અને તેની ધર્મશાળાઓ

સુરત અને તેની ધર્મશાળાઓનો ઉલ્લેખ કરતાં સાચેજ કહેવું જોઇએ સુરતની જૈન જનતાએ એક પણ એવું ક્ષેત્ર બાકી નથી રાખ્યું જ્યાં પોતાના દાનના વારી ન વહાવ્યા હોય. એકેએક કર્તવ્ય ક્ષેત્રમાં સુરતે પોતાનો ફાળો જમા કરાવ્યો છે. આથીજ સુરતી જૈન જનતા ધર્મ શ્રદ્ધા અને શાસન ભકિતમાં પોતાનો નંબર પહેલો ગણાવે તો કોઇ પણ વાંધો ન લઇ શકે.

### સુરતને જૈન ધર્મશાળાઓની શું જરૂર ?

કોઇ પ્રજા એટલી તો સ્વાર્થાન્ધ ન હોય કે પોતાના આંગણે આવનારને આવકાર ન આપે ! આવકાર–પરોણાગત માટે તો ભારત મશહુર છે. આથીજ પ્રત્યેક શહેરમાં તેની મુલાકાતો લેનાર અપરિચિત ગૃહસ્થો માટે તેમને ઉતરવા અને રહેવાની સગવડ હોવી જોઇએ અને એ રીતેજ પ્રત્યેક શહેરમાં ધર્મશાળાઓ હોય છે.

જો એમજ હોય તો એ ધર્મશાળાઓ સાર્વજનિક શા માટે ન હોવી જોઇએ ? સુરતની જૈન જનતાને કોમીય ધર્મશાળાઓ ઉભી કરવાનું શું પ્રયોજન ? વાત સત્ય છે

કે ધર્મશાળાઓ સાર્વજનિક હોવી ઘટે પણ સુરત એટલે પ્રાચીન સૂર્યપુર એ તો જૈનો માટે યાત્રાનું ધામ છે. આથીજ જૈનો સુરતની કેવળ સુંદરતાં નિહાળવા-જ નથી આવતાં પણ યાત્રાની પ્રબળ ભાવનાએજ તેઓ આવે છે. આથી સુરતની માત્ર મુલાકાતો લેનાર કરતાં યાત્રિકો માટે અધિકતર સગવડતા હોવી જોઇએ એ સ્વાભાવિક છે.

ઉપરાંત જૈન ધર્મ અન્ય ધર્મો કરતાં નિરાળોજ છે. તેના આચાર વિચાર અન્ય ધર્મીઓ કરતાં જુદાજ છે. જૈન પ્રજાની રહેણી કહેણી જૈનેતર કરતાં અનોખીજ છે આથીજ જૈન ધર્મ એ લોકોત્તર ધર્મ છે. તે ધર્મમાં માનનારી જૈન પ્રજા પણ લોકોત્તર હોઈ તેના યાત્રિકો માટે જુદીજ અને સગવડ ભરેલી વ્યવસ્થા હોવી ઘટે કે જ્યાં ધાર્મિક આચાર વિચાર પોષી શકાય. આજ કારણે સુરતના જૈનોને કોમીય ધર્મશાળાઓ ઉભી કરવાની ફરજ પડી છે.

## સાર્વજનિક ફાળો

પણ આથી એમ નથી માનવાનું સુરતના જૈનો કેવળ પોતાની કોમને માટેજ સેવા કરે છે. જૈન ધર્મ તો જગત્ ધર્મ છે. તેના અનુયાયીઓની વિશાળ ભાવના છે. આ પ્રજાએ જાહેર પ્રજાના લાભ માટે પણ ઓછો ફાળો નથી આપ્યો, એજ જૈન ધર્મની વિશાળતાનું ભાન કરાવવા બસ છે.

આજે ગોપીપુરામાં આવેલ 'શેઠ પ્રેમચંદ રાયચંદ ધર્મશાળા' અને પરાઓની કેટલીક ધર્મશાળાઓ જૈનોનાજ ખર્ચેજ ઉભી થયેલી છતાં સાર્વજનિક લાભાર્થે વપરાય છે. એમ હરેક સાર્વજનિક કાર્યમાં સુરતના ઉદાર જૈનોનો ફાળો ગૌરવવન્તો છે.

## જૈનોની સમૃદ્ધિનો ખ્યાલ

સુરતમાં દરેક જૈન લત્તામાં ધર્મશાળા-ઉપાશ્રય અને દહેરાસર એટલું તો કમમાંકમ છે. વિચાર ઉદ્દભવે કે કેટલાક શહેરોમાં એકાદ બે ધર્મશાળાઓ હોય અગર મ્હોટું શહેર હોય તો બે ચાર ધર્મશાળા હોય પણ આ તો માત્ર જૈનોનાજ લત્તાઓમાં જૈનોની આઠેક ધર્મશાળાઓ છે એ શાથી ?

કહેવાય છે કે રાંદેર ભાંગીને સુરત વસ્યું અને સુરત ભાંગીને મુંબઇ વસ્યું. એટલું તો સત્યજ છે કે મુંબઈની ખીલવણીથી સુરતને ધક્કો પહોંચ્યો છે, બાકી નાણાવટમાં જૈનોની હાક વાગતી દેશ દેશાવર જૈનોની નામાંકિત પેઢીઓની શાખ હતી. નાણાવટની જૈનોની પેઢીઓ એટલા-બેન્કો ગણાતી. એ વખતની જૈનોની સમૃદ્ધિની કલ્પના પણ થઈ શકે તેમ નથી. માત્ર આજના ઉપાશ્રયો-ધર્મશાળાઓ-દહેરાસરો તેનો ખ્યાલ કરવા પુરતાંજ અવશેષ વિદ્યમાન છે.

## ધર્મશાળાઓનો ઉપયોગ

આજથી અર્ધી સદી પૂર્વે સુરતની યુવાવસ્થા હતી. તે પૂર્ણ કળાએ ખીલ્યું હતું અને એ સમયે જૈનો પણ સમૃદ્ધશાળી હતાં. આથી હમ્મેશા હજારો માણસો સુરતની યાત્રાએ આવતાં અને જતાં. એ સમયે આ ધર્મશાળાઓમાં એક ઓરડી મળવી મુશ્કેલ હતી. ત્યારે આ ધર્મશાળાઓની સંપૂર્ણ જરૂરીયાત હતી, પણ આજે એ સ્થિતિ નથી. આજે હજારો માનવો સુરતની યાત્રાએ નથી આવતાં. આથી આ ધર્મશાળાઓ લગભગ ઉપયોગ વિનાની થઈ પડી છે. કેટલીક ધર્મશાળાઓ બાદ કરતાં બીજી ધર્મશાળાઓ નિર્મનુષ્ય જોવાય છે. તો તે સ્થિતિમાં કાંઈક સુધારણા થવી ઘટે છે.

## ત્યારે શું કરવું ?

આ સ્થિતિમાં આ ધર્મશાળાઓનું શું કરવું એ વિચારણીય પ્રશ્ન છે. એ પ્રશ્નનો નિકાલ સુરતના જાણીતા આગેવાન સ્વ. ગુલાબચંદ દેવચંદ ઝવેરીએ કર્યો છે. અમે તો તેમને તેમની એ પ્રવૃત્તિ માટે ધન્યવાદ આપ્યા સિવાય નથી રહી શકતાં. જૈન સમાજ કેટલાક અંશે રૂઢી ચુસ્ત સમાજ છે. તેમાં કાંઈ સુધારણા કરવી એ સાચા હિંમતવાન પુરૂષનુંજ કાર્ય છે અને તે સ્વ. શેઠ સાહેબે કર્યું છે.

તેઓશ્રીએ જોયું કે આજે ધર્મશાળાનો વાસ્તવીક ઉપયોગ થતો નથી તો તેમો સારો ઉપયોગ થાય તેમ

કરવું એ તેમને મન કર્તવ્ય ભાસ્યું અને પોતાના પિતાશ્રીના નામને સંબોધાયેલી 'શ્રી દેવચંદ લાલભાઈ જૈન ધર્મશાળા'ની માલકી તેઓશ્રીએ 'શ્રી રત્નસાગરજી જૈન બોર્ડિંગ'ને અર્પણ કરી અને શ્રી રત્નસાગરજી જૈન બોર્ડિંગનું કાયમી અસ્તિત્વ કર્યું.

એ રીતે અન્ય ધર્મશાળાઓ જયાં જયાં યાત્રિકો લાભ ન લેતાં હોય તેના માલીકો અગર વહીવટદારો એ સ્થિતિ ધ્યાનમાં લઇ પોત પોતાના લત્તાઓની સાર્વજનિક સામાજીક સંસ્થાઓને ધર્મશાળાઓનો ઉપયોગ સુપ્રત કરે તો સુરતની કેટલીક સામાજીક સંસ્થાઓ પગભર થઇ કાયમી થઇ જાય. આથી ધર્મશાળાઓના વહીવટદારોને અમારી વિજ્ઞપ્તિ છે કે તેઓશ્રી ઉપરની બાબતમાં ઘટતું કરશે.

## સુરતની ધર્મશાળાઓની નોંધ.

૧ શ્રી જીવન-વિલાસ. ગોપીપુરા શેઠ ભુર્યાભાઇ જીવણચંદ

૨ નવી ધર્મશાળા ,, શેઠ નગીનચંદ કપુરચંદ ઝવેરી
શેઠ કલાનચંદ ગેલાભાઇ ઝવેરી

(હાલ મોહનલાલજી ઉપાશ્રય તરીકે ઓળખાય છે)

૩ શેઠ પ્રેમચંદ રાયચંદ ધર્મશાળા. ગોપીપુરા શેઠ પ્રેમચંદ રાયચંદ
(સાર્વજનિક ધર્મશાળા તરીકે વપરાયછે)

૪ શેઠ મંચ્છુભાઈ દીપચંદ ધર્મશાળા. માલીફળીયું.
(હાલ ઉપાશ્રય તરીકે વપરાય છે)
૫ શેઠ રૂપચંદ લલ્લુભાઈ ધર્મશાળા ઓશવાલ મોહલ્લાના નાકે
રૂપચંદ લલ્લુભાઈ
૬ શેઠ દેવચંદ લાલભાઇ જૈન ધર્મશાળા ગોપીપુરા
(હાલ શ્રી રત્નસાગરજી જૈન બોર્ડિંગને સુપ્રત થઇ)
૭ શેઠ ખીમચંદ મેલાપચંદ ધર્મશાળા ગોપીપુરા
૮ શેઠ તલકચંદ મોતીચંદ ધર્મશાળા. નાણાવટ
૯ શેઠ છગનલાલ ગીરધરલાલ ધર્મશાળા છાપરીયા શેરી
મોટીશેરી.

નોંધઃ—આ સંસ્થાઓની નોંધ અમને મળેલી હકીકત મુજબ લેવાઇ છે.

## એક અભિલાષા.

ધર્મશાળાની નોંધ પૂર્ણ કરતાં એક અભિલાષા અવશેષ રહે છે તે વ્યક્ત કરવાની અમારી ફરજ છે. સુરતમાં આમ આઠ નવ ધર્મશાળાઓ છે છતાં એકાદ વધુ ધર્મશાળાની સમાજને જરૂર છે. તે માટે સમાજની લાંબા સમયની અભિલાષા છે. સુરત ભલે અગાઉનું સૂર્યપુર નથી રહ્યું છતાં 'ભાંગ્યું તોય ભરૂચ' એ સ્થિતિ તો છેજ. સુરત અમદાવાદ અને મુંબઇની જાહોજલાલીની કોટીમાં નથી તે દેખીતુંજ છે છતાં પણ સુરત જેવું પ્રાચીન નગર નિરખવા

કાંઇક યાત્રા ભાવે–કાંઇક વેપાર અર્થે જૈનોનું આગમન સુરતમાં થાય છે. હાલ જે ધર્મશાળાઓ વિદ્યમાન છે તે સ્ટેશનથી દૂરના લત્તાઓમાં છે આથી સુરતમાં આવનાર જૈન ભાઇ બ્હેનો માટે સ્ટેશનપર એક ધર્મશાળાની ખાસ આવશ્યકતા છે. તે જરૂરીયાત પુરી પાડવાનું સુરતના જૈનોના ખ્યાલ બ્હાર નથી. એ વ્યકત કરતાં અમને અત્યન્ત હર્ષ થાય છે. સુરતના અગ્રગણ્ય શહેરી અને જૈન આગેવાન શ્રીયુત નેમચંદ નાથાભાઈ તરફથી ધર્મશાળા માટે સ્ટેશનપર જમીન લેવાઇ છે. શ્રીયુત નેમચંદભાઇની દાનપ્રિયતા માટે તો સારીય સુરત જૈન સમાજને માન છે. અમે સાંભળ્યું છે કે તેઓ શ્રી સુરતની આ પરમ આવશ્યકતા ટુંક સમયમાં પુરી પાડનાર છે આથીજ અમારી એ મહેચ્છા, સુરત જૈન સમાજની એ અભિલાષા શ્રીયુત નેમચંદભાઇ પાર પાડશે અને હજારો યાત્રિકોના શુભાશિષો પ્રાપ્ત કરશે. એમ ઇચ્છી વિરમીએ છીએ.



# પ્રકરણ ૧૨ મું.

## જૈન સમાજ અને આરોગ્ય.

'જૈન સમાજ અને તેનું આરોગ્ય' તે વિષય પરત્વે લખતાંજ આજના પ્રત્યેક લેખકને કંપારી છુટે એવું જૈન સમાજનું આધુનિક આરોગ્ય છે. છતાં સદ્‌ભાગ્ય છે કે ઘણા કાળની સુષુપ્તિ પછી સમાજ આજે સફાળી જાગૃત થઇ છે. નિંદ્રામાંથી જાગતાં ઘણા કાર્યોનો બોજાવાળો માણસ જેમ ફાવે તેમ કાર્યો આટોપવા માંડે છે, તે સમયે પ્રથમ કયું કાર્ય કરવું અને પછી કયું કરવું ? તેનો ક્રમ નથી રહેતો એ સામાન્ય જન સ્વભાવ છે. મનુષ્યોનો બ્હોળો સમુહ એટલેજ સમાજ. એટલે સમાજનો પણ એજ સ્વભાવ હોય તે સ્વાભાવીક છે. જૈન સમાજે જાગૃત થઇ જોયું તો તેની દ્રષ્ટિ મર્યાદામાં અનેક કર્તવ્યક્ષેત્રો જણાયા જેવાકે, કેળવણી—સમાજસુધારો—દહેરાસરો–ઉપાશ્રયો–તિર્થોધ્ધાર–કુરૂઢીઓ અને રિવાજો. આમ અનેકવિધ્ કાર્યો જૈન સમાજને કરવાના હતાં, તે સમાજ એક પછી એક આટોપવા લાગી. તે કાર્યોની બહુવિધતામાં આરોગ્ય–શારીરિક વિકાસનો પ્રશ્ન ભૂલાઇ ગયો વા ઘડીભર મુલત્વી રાખ્યો. આજે એજ પ્રશ્ન સમાજનું વધુમાં વધુ ધ્યાન ખેંચી રહ્યો છે.

આધુનિક સમાજની શારીરિક સંપત્તિ લગભગ દયાજનક છે. મનુષ્યત્વને તદ્દન અછાજતીજ લેખી શકાય. આજે જ્યાં જ્યાં નિરિક્ષણ કરીએ ત્યાં ત્યાં બેસી ગયેલાં ડાચાઓ, ઉંડી ગયેલી આંખો-નિસ્તેજ-નિર્વિર્ય હાડપિંજરો નજરે ચડે છે તે શાનું પરિણામ ?

એ પ્રશ્નનો ઉકેલ કરવા સારાય ભારતવર્ષ પર નજર ફેરવવી પડશે. આજે ભારતની પણ એજ અવદશા છે. ભારતનું નુર-તેજ હણાઇ ગયું છે. તેમાં જૈન સમાજ પણ તેથી વંચીત નથી. ભારતની આજે શું દશા છે ?

જે ભારતવર્ષમાં યમદેવ પણ જેનાથી બે કદમ દૂર રહે તેવા મહાન્ ભિષ્મપિતા, બાર બાર વર્ષ સાથે વસવા છતાં સતી સીતાના માત્ર પગના નુપુરજ ઓળખનાર બ્રહ્મચારી લક્ષ્મણ, ખોડંગતા પગે ગાઉના ગાઉથી એકજ રાત્રીમાં મહાન્ ગીરિરાજને પોતાની હથેલીમાં લાવનાર વીર હનુમન્ત-વેશ્યાગૃહમાં નિવાસ છતાં એક ઘડીભર પણ જેનું મન વિચલીત નથી થયું તેવા આત્મવિજેતા સ્થુલીભદ્ર થઇ ગયા એજ ભારતમાં આજે હાડપિંજરો નજરે ચડે છે તે શાથી ?

જે ભારતની પ્રજા વીર અને બુધ્ધ, રામ અને કૃષ્ણ-પાર્શ્વ અને નેમની અનુયાયી હતી, જે ભારત સારાય વિશ્વનું સ્વર્ગ-નંદનવન-સરસ્વતી મંદીર ગણાતું, તે આજે ઉલટી દિશામાં પ્રગતિમાન્ જણાય છે તે શાથી ?

જે જૈન સમાજમાં વીર શ્રેણીક અને કુમારપાળ, અભય અને ઉદયાનન, વસ્તુપાળ અને તેજપાળ–પેથડ અને ભામાશાહ જેવા રણવીરો થઇ ગયા તેમાંજ આજે દૌર્બલ્યતા પ્રવેશવા પામી તે શાથી ?

તેના અનેક કારણો છે પણ મુખ્ય કારણ તો એજ કે તે વખતની પ્રજાનો પાયો મજબુત હતો. એટલે તે વખતની પ્રજાનું મુખ્ય અને પ્રથમ આશ્રમ બ્રહ્મચર્યાશ્રમ હતું. તે આજે બદલાઈ ગયું. 'आत्मा सो परमात्मा' ની ભાવના ભૂલાઇ 'अहं दुर्बलोऽस्मि' ની ભાવના દાખલ થઇ, 'सा विद्या या विमुक्तये' વાળી વિદ્યા તજી માત્ર ૧૫ રૂપીયા આપનાર વિદ્યામાં પરિપૂર્ણતા સમજાઇ. જ્યારે આટલું પરિવર્તન થયું ત્યારે આ અધોદશા ન હોય તો બીજું શું હોય ?

ત્યારે સ્હેજે પ્રશ્ન ઉદ્‌ભવે કે અગાઉનું બ્રહ્મચર્યાશ્રમ વિદ્યાર્થીઆશ્રમ ન હતું ? હા, હતું પણ તેમાં જે મુખ્ય વસ્તુ હતી તે 'ब्रह्मचर्य' હતું. તે વખતે ૨૫ વર્ષ સુધી ઢીંગલા ઢીંગલીની રમત કોઇ ન જાણતાં. તેટલી ઉમર સુધી લગ્નોની સાંકળથી તેઓ દૂર રહેતાં. ત્યાં સુધી તેઓ લાડી–ગાડી અને વાડીથી વંચીત હતાં. પ્રેમોત્પાદક નોવેલોનો જન્મ તે સમયે ન હતો. 'સ્ત્રી' શું એ તેઓ સમજતા નહિ અને સમજતાં તો એક દેવીરૂપે, જ્યારે આજે નાના નાના બાળકોનું ચારિત્ર ઢીંગલા ઢીંગલીની રમતથી સરાગી બને

છે, ૧૦થી ૧૫ વર્ષના બાળકો લગ્નના વાજા વગડાવવામાં અને વરઘોડે ચડવામાં આનંદ પામે છે. ૧૫ થી ૨૦ વર્ષના ઉગતા યુવાનો પતિપત્નીના પરસ્પર પ્રેમમાં સપડાય છે. ૨૦ થી ૨૫ વર્ષના યુવાનો આજે પીઢ ગણાય છે. બાળ બચ્ચાવાળા થાય છે. જેઓ પોતેજ છોકરા જેવા હોય છે તેમને છોકરાંની પીડા આવી પડે છે, આ ઉપરાંત કેટલાય યુવાનો વેશ્યા વિલાસમાં—નાટક ચેટકમાં—રંગ રાગમાં તન્મય હોય છે, કેટલાય સ્વપ્નદોષ વા હસ્તદોષથી ભયંકર શરીર હાની કરી રહ્યા હોય છે, પછી શેરડીનો રસ જતાં કુચા જેવા શરીરો રહે તેમાં શું નવાઈ ? માતા પિતાઓ પણ કેવળ અજ્ઞાનતા વા ખોટા મોહને કારણે પોતાના છોકરાને છોકરાંવાળા જોવા આતુર હોય છે, આમ એકંદર મનુષ્ય જીવનના પ્રથમ આશ્રમ બ્રહ્મચર્યાશ્રમમાં સુવિદ્યા, સદ્વર્તન, સ્વાશ્રય, સેવા ભાવના, અને નિતિમય જીવનરૂપી માટી—કાંકરા અને પત્થર ન નાખતાં અનિતિ રૂપી રેતી નાખી તે પાયાને ક્ષણ ભંગુર બનાવાય છે, પછી શારીરિક—માનસિક નૈતિક અને આધ્યાત્મિક અવનતિ આવકાર પામે તેમાં શું શંકા?

પણ તે સ્થિતિ પૂનઃ પ્રાપ્ત કરવાને ઘણો સમય જોઇશે. ઘર તોડતાં જેટલો વખત નથી જતો તેથી અનેક ગણો તેને બંધાવતાં થાય છે. જે વસ્તુને વિછિન્ન કરતાં વખત નથી ગયો તેને પુનઃ પ્રાપ્ત કરતાં અનેક વર્ષો જોઇશે. આથીજ

હવે પછી પણ શારીરિક સંપત્તિનો પ્રશ્ન આપણું વધુ ધ્યા
રોકે તે મહત્વની વસ્તુ લેખાવી જોઈએ.

ઉપરોક્ત સ્થિતિમાંથી ભાવી જનતાને બચાવવા આ
ઉની માફક જંગલમાં વસતાં ગુરૂઓ નથી. તે સાચવવાન
ફરજ માતા પિતાઓનીજ છે. બાલ્યાવસ્થાથીજ બાળ જીવે
પર કુસંસ્કારો ન પડે, સારા સહવાસમાં રહે તે જોવુ
માતા પિતાઓનું કર્તવ્ય ગણાય. બાળ લગ્ન જેવી કુરૂઢીએ
તો સદંતર નાબુત થવી જોઈએ. પણ સાધારણ જન સમુહ
આવી બાબતોથી અનભિજ્ઞ હોય છે. આથી તે સ્થિતિ
સુધારવા આજે સમાજ નેતાઓએ બ્હાર આવવું જોઈએ
પ્રત્યેક બોર્ડિંગ, પ્રત્યેક આશ્રમ અને વસ્તીના પ્રત્યેક લત્તામ
વ્યાયામશાળાઓ–અખાડાઓ સ્થાપવાની અનિવાર્ય જરૂરીયાત
સ્વીકારવી જોઈએ.

મહાગુજરાતના સદ્ભાગ્ય છે કે આ પ્રશ્નનો નિવેડ
લાવવા પ્રત્યેક છાત્રાલયોના સંચાલકો વિચારો કરી રહ્યા છે
સમય અને સાધનના પ્રમાણમાં જોઈતા સાધનો વસાવ
રહ્યા છે. કસરત એકલા બાળકો માટેજ નથી. ઇંગ્લાન્
અમેરિકા આદિ દેશોમાં સાઠ સાઠ વર્ષના વૃધ્ધો પણ કસરત
કરી રહ્યા છે. આથી કસરતશાળાઓ પ્રત્યે આદર થવો ઘટ
છે. શારીરિક સંપત્તિનો વિકાસ સાધવા જ્યારથી પ્રો. રા
મૂર્તિ, જૈન રામમૂર્તિ છોટાલાલ શાહ, માણેકરાવ અને ર

પુરાણીએ યુવાન વર્ગમાં શૌર્ય–વીર્ય–સાહસ–અને અંગ બળ ખીલવવા વીરહાક આપી છે ત્યારથી સારૂંય ગુજરાત આ પ્રશ્નનો વિચાર કરી રહ્યું છે, તે ઓછા હર્ષની વાત નથી. આથીજ આ પ્રશ્નનો નિકાલ કરવો ઘટે છે.

આ રીતે સમાજનું આરોગ્ય પૂનઃ પ્રાપ્ત કરવા ભાવી જનતાને અખાડાઓ અને કસરત શાળાઓની જે આવશ્યકતા છે તે પર આટલું લાંબુ નિવેદન આપવું પડયું છે. કારણ અમારી માન્યતા છે કે જો તે સાધનો ઉભા કરવામાં આવે તો તો ભાવી જનતા માટે બીજા સાધનો દવાખાના અને સેનીટેરીયમોની જરૂરીયાત ભાગ્યેજ રહેશે. છતાં આધુનિક સમાજના આરોગ્ય માટે જે સાધનોની જરૂરીયાત છે તે પૈકી મુખ્ય તો (૧) કસરતશાળાઓ અને અખાડા
(૨) ગૃહ ઉદ્યોગો ફરી સજીવન કરવા
(૩) દવાખાનાઓ. (૪) સેનીટેરીયમો છે.

સુરત જૈન સમાજે આ દિશામાં પણ કેટલુંક કાર્ય કર્યું છે, તે અવશ્ય ઉપકારક છે, છતાં બીજા ક્ષેત્રોના પ્રમાણમાં આ ક્ષેત્રમાં જોઈએ તેટલું ધ્યાન નથી અપાયું એમ તો કહેવુંજ જોઈએ. સુરતના ઉદાર જૈનો તે દિશામાં પણ ટુંક સમયમાંજ પ્રગતિ કરશે એમ સૌ કોઈ ઇચ્છેજ.

આ દિશામાં જેજે શુભ પગરણો થયાં છે તે પૈકી 'શેઠ નગીનચંદ મંછુભાઈ વ્યાયામશાળા–સુરત,'

મુખ્ય છે. આ વ્યાયામશાળા સુરતના ગોપીપુરાના જાણીતા વતની શેઠ ભાઈચંદ નગીનચંદ ઝવેરીએ પોતાના મર્હુમ પિતાશ્રીના સ્મરણાર્થે શરૂ કરાવી છે. તેને લગતા યોગ્ય સાધનો પણ વસાવ્યા છે.

ગોપીપરાના જન યુવાનો આ વ્યાયામશાળાનો લાભ લઈ રહ્યા છે. યુવાનોમાં અંગ બળ–આરોગ્ય અને શૌર્ય ખીલવવા આ વ્યાયામશાળા સંપૂર્ણ ભાગ ભજવે એમ સૌ કોઈ ઈચ્છેજ અને રા. ભાઈચંદભાઈ તે માટે બનતા પ્રયાસો આદરશે એમ ખાત્રી છે. સુરતની સારીય જૈન સમાજ પોતપોતાના લત્તામાં આવી વ્યાયામશાળાઓ ખોલવા ઘટતો પ્રબંધ કરે એજ મહેચ્છા.

---

સમાજના બે મુખ્ય અંગ સ્ત્રી અને પુરૂષ. પુરૂષોજ નબળા છે અને સ્ત્રીઓ નહિ એમ નથી. આપણી પુરાણી સંસ્કૃતિ, સમાજરચના અને વ્યવસ્થા ઉચ્ચ કક્ષાના હતા, તે વિષે બે મત્ છેજ નહિ. આથીજ વર્તમાન સમાજોને ભૂતકાળમાં લઈ જવા વિચારકો કહી રહ્યા છે, તે સત્ય પૂર્ણજ છે. પાશ્ચિમાત્ય જીવનના આંધળીયા અનુકરણથી આપણી સમાજોએ ઘણું ઘણું ગુમાવ્યું છે અને તેના કડવા ફળો આજે આપણે ચાખી રહ્યા છીએ. સ્ત્રીઓને લડાઈઓમાં નથી મોકલવી તે સાચું પણ સ્ત્રી અને પુરૂષ ઉભયની તંદુરસ્તીપર ભાવી જનતાની તંદુરસ્તીનો મુખ્ય આધાર છે. મજબુત બાંધાની

સંતતિ સૌ કોઈ ઇચ્છે અને તે માટે સ્ત્રી અને પુરૂષ ઉભયના બાંધા મજબુત હોવા જોઇએ. હજુ પણ ગામડાના વતનીઓ સ્ત્રીઓ અને પુરૂષો ઉભયની તંદુરસ્તી ઠીક જળવાઇ છે તેનું મુખ્ય કારણ સ્વાશ્રય છે અને એજ રીતે ગામડાની સ્ત્રીઓમાં સ્વાશ્રયના કારણે સુંદર તંદુરસ્તી જળવાય છે. આજે ગામડામાં લક્ષ્મીવન્ત હોવા છતાં સ્ત્રીઓ હાથે રાંધે છે, દળે છે, ખાંડે છે, પાણી ભરે છે. જયારથી શહેરોમાં નળ-દળવા ખાંડવાની ઘંટીઓ-અને પ્રાઇમસ દાખલ થયાં ત્યારથી સ્ત્રી સમાજની તંદુરસ્તીને મોટું નુકશાન પહોંચ્યું છે. આજના સુરતના વૃદ્ધો કહે છે કે સુરતના બૈરાઓ હજુ પચીસેક વર્ષો પર તાપીના પાણી લાવતાં. નળો આવવાથીજ પનીયારીઓના રમ્ય દર્શન અને હિંદિ જીવનનું સ્વાશ્રયી પ્રદર્શન અટકયું અને સ્ત્રી વર્ગની તંદુરસ્તી ગુમાવાઇ. એ ગૃહઉદ્યોગો શું ફરી સજીવન ન થઇ શકે ?

જૈન સમાજના આરોગ્ય માટે બીજી જરૂરીયાત હોસ્પીટાલ અને દવાખાનાઓની છે તે માટે સુરતમાં જૈનોની એક હોસ્પીટાલ અને દેશી દવાખાનું છે. તે બન્ને સંસ્થા જૈનોથીજ ઉભી થઇ છે અને તેનો ખર્ચ પણ જૈનોજ આપે છે છતાં તે સાર્વજનિક ઉપયોગમાં લેવાય છે. આથી એ બન્નેના નિવેદન સાર્વજનિક સખાવતોમાં આપ્યા છે.



# પ્રકરણ ૧૩ મું.

## શેઠ નગીનભાઈ મંચ્છુભાઇ જૈન શ્વે. આરોગ્ય ભુવન—સુરત.

બીજી જરૂરીયાત સેનીટેરીયમની છે. સુરતમાં લાઇન્સ હવા પાણી માટે સુંદર સ્થળ છે. સુરત માટે જૈન સેનીટેરીયમની ખાસ જરૂરીયાત હતી, તે ધ્યાનમાં લઇને મર્હુમ શેઠ નગીનભાઈ મંચ્છુભાઈ ઝવેરીના સુપુત્રો શેઠ મોતીચંદ નગીનચંદ તથા શેઠ ભાઇચંદ નગીનચંદે પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે એક સુંદર મકાન બંધાવી ઉપરોકત સંસ્થા તરિકે જૈન સમાજના ઉપયોગ અર્થે અર્પણ કર્યું છે. આ આરોગ્ય ભુવન લાઇન્સમાંજ બંધાવવામાં આવ્યું હોઇ, જૈન સમાજને બહુ ઉપકારક થઇ પડયું છે, તેમજ નજીકમાંજ ભવ્ય તેમજ રમણીય દેરાસર હોઇ, જૈનોને બહુ અનુકુળ થઇ પડયું છે.

આ ઉપરાંત સુરતના જૈનોએ બ્હાર ગામોમાં પણ સેનીટેરીયમો ઉભા કર્યા છે. જે જનતાને આશિર્વાદ તુલ્ય થઇ પડયા છે, તેમાં

## શેઠ મંચ્છુભાઇ જીવણચંદ જૈન શ્વે. આરોગ્ય ભુવન-મલાડ છે.

આ આરોગ્ય ભુવન મર્હુમ શેઠ મંચ્છુભાઇ જીવણચંદ ઝવેરીની ઇચ્છા મુજબ તેમના સુપુત્ર શેઠ હેમચંદ મંચ્છુભાઈએ બંધાવી જનતાના ઉપયોગ અર્થે અર્પણ કર્યું છે.

## 'શેઠ સૌભાગ્યચંદ માણેકચંદ જૈન શ્વે. આરોગ્ય ભુવન-અગાસી.'

આ બીજું આરોગ્ય ભુવન અગાસી જેવા તિર્થસ્થળમાં બંધાવવામાં આવ્યું છે. અગાસી તિર્થસ્થળ તેમજ હવાપાણી માટે બહુ સુંદર સ્થળ હોઈ આ આરોગ્ય ભુવન ઉપયોગી થઇ પડયું છે. આ આરોગ્ય ભુવન મર્હુમ શેઠ સૌભાગ્યચંદ માણેકચંદના સ્મરણાર્થે તેમના બન્ધુશ્રી હેમચંદ માણેકચંદ ઝવેરીએ બંધાવી જનતાના ઉપયોગ અર્થે અર્પણ કર્યું છે

## એક અભિલાષા

સુરત જૈન સમાજ માટે લાઈન્સમાં એક આરોગ્ય ભુવન છે, છતાં જૈન સમાજનું આધુનિક આરોગ્ય જોતાં સુરત જૈન સમાજ માટે કોઇ દરીયાઇ હવા ખાવાના સ્થળમાં એક આરોગ્ય ભુવનની ખાસ જરૂરીયાત છે. દરીયાઇ હવા ખાવાના સ્થળોમાં સુરત માટે ડુમસ અને હજીરા એ ઉત્તમોત્તમ સ્થળો છે. બન્ને સુરતની નજીકમાં હોઇ સુરત જૈન સમાજ માટે તે સ્થળમાં જો આરોગ્યભુવનો બંધાવવામાં આવે તો ખરેખર બહુ ઉપકારક નિવડે. ડુમસમાં આજ સુધી મર્હુમ શેઠ ધરમચંદ ઉદયચંદનો પોતાનો બંગલો છેલ્લા વીસ વર્ષ થયા તેમના સુપુત્રોની ઉદારતાથી જૈન સમાજના ઉપયોગમાં આવતો. હવે ત્યાં એક આરોગ્ય

ભુવનની જરૂરીયાત ઉભી થઇ છે, અને હજીરા પણ તેવું જ સુંદર સ્થળ હોવાથી ત્યાં પણ આરોગ્ય ભુવનની જરૂરીયાત છે. અમારા સાંભળવા મુજબ મર્હુમ શેઠ ભાઇચંદ કલ્યાણચંદ ઝવેરીના વિલમાં જણાવ્યા મુજબ એક સેનીટેરીયમ બંધાવવાનું છે. જો એ વિલનું ટ્રસ્ટી મંડળ ઉપરના બન્ને સ્થળ પૈકી ગમે ત્યાં એક સ્થળે જો સેનીટેરીયમ બંધાવે તો સુરતની જૈન સમાજને બહુ ઉપકારક નિવડે. આથી અમને આશા છે કે આ ટ્રસ્ટીમંડળ ઉપરની જરૂરીયાત પુરી પાડશેજ.



# પ્રકરણ ૧૪ મું.

## સાધર્મિક વાત્સલ્ય.

૧. શ્રી જૈન પંચાયત ફન્ડ તરફથી 'શ્રી સુરત જૈનભોજનશાળા.'
વ્યવસ્થાપક રા. ખીમચંદ કલ્યાણચંદ ઝવેરી.

૨. શ્રી જૈન સહાય્યક ફન્ડ સુરત.
મેનેજીંગ ટ્રસ્ટી રા. બાલુભાઇ વીરચંદ ઝવેરી.

જૈન સમાજની આધુનિક પરિસ્થિતિ પર ઉંડાણથી વિચાર કરીએ ત્યારે કેટલીય બાબતોમાં નિરાશા પ્રાપ્ત થાય છે, તો કેટલીય બાબતોમાં હૃદય આનંદ પામે છે. છતાં જેમ પ્રત્યેક વ્યક્તિ માટે 'That the life is real and no dream. Life is sacred and has a definite Purpose.' છે તેમ પ્રત્યેક સમાજ એ સત્ય છે, સ્વપ્ન નથી, તે પવિત્ર છે અને તેનો ચોક્કસ જીવન ઉદ્દેશ છે. આથીજ હજારો નિરાશામાં પણ માનવ હૃદય આશાવન્ત બને છે. પણ વસ્તુ સ્થિતિ શું છે તે તો નિહાળવુંજ ઘટે.

આજે કારણો સ્પષ્ટ નજરે નિહાળી શકાય કે નહિ પણ જૈન સમાજનું સંખ્યા બળ વિશેષ પ્રમાણમાં ઘટતું જાય છે. ઘટયું તે ઘટયુંજ છે. વધે કે કેમ તે ભાવીનો પ્રશ્ન છે. છતાં જે સંખ્યા આજે વિદ્યમાન છે તેની શું પરિસ્થિતિ છે ?

જૈનેતરો માને છે કે જૈનો શ્રીમન્ત છે અને લોકો માને તેમાં લોકોનો દોષ નથી. આખો જૈન સમાજ શ્રીમન્ત છે એ માન્યતા સત્યથી વેગળી છે. હા. જૈન સમાજ એક વેપારી કોમ છે. ગરીબાઈ અને શ્રીમન્તાઇનો ભેદ કોઇ ન પારખી જાય તેમાં વેપારી ડહાપણ છે. આથીજ જૈનોની ગરીબાઇ સ્પષ્ટ તરી આવતી નથી, બાકી જૈન સમાજનો મોટો ભાગ ગરીબમાં ગરીબ છે.

જૈન કોમ એ ધર્મશ્રદ્ધાળુ કોમ છે. આથીજ સાચું સાધર્મિવાત્સલ્ય કયું ? એ વીચારવુંજ ઘટે. એક દિવસ હજારોનું દાન કરીએ અને બીજેજ દિવસે કોઇ ગરીબ સાધર્મિ બન્ધુ પોતાના આંગણે આવે તેને ધક્કો મારી બ્હાર કાઢીએ એ સાચું સાધાર્મિવાત્સલ્ય ન ગણાય. શાસ્ત્ર પણ તેમાં ઇન્કાર ભણે છે. શાસ્ત્રાજ્ઞા સાથે ફરમાવે છે કે 'દાન લેનાર કરતાં શક્તિ હોય છતાં ન આપનાર વધારે અધમ છે' આ પરથીજ શાસ્ત્રો સાધર્મિવાત્સલ્ય માટે શું ફરમાવે છે તે સ્પષ્ટ સમજાશે.

જૈનેતરો કહે છે કે જૈનોની દયા લીલવણી અને સુકવણીમાં આવી વસી છે. એ આક્ષેપોને આપણે સત્ય નજ કહી શકીયે. કારણ જૈન સમાજનો દયા ધર્મ બહુ વિશાળ છે, તે [illegible]ણુનારજ ઉપરનો આક્ષેપ કરે. પણ તે માન્યતા દૂર કરાવવા જૈન સમાજે ઊંચું બંધુત્વ ખીલવવું પડશેજ.

પ્રત્યેક વ્યક્તિએ ગોખી રાખવું જોઇએ કે સમાજની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ છે. સમાજની અવનતિમાં પોતાની પણ અવનતિ છે. આથીજ આપણા જંગમ તિર્થમાં જેને જેને જેજે પ્રકારની મદદની અપેક્ષા હોય તે પ્રત્યે ઉપેક્ષા ન થવી ઘટે.

આપણી પાટણની એક વખતની પ્રભુતા યાદ કરીએ તો આપણને જણાય છે કે તે સમયે પાટણમાં જે કોઇ સાધર્મી બન્ધુ આવતો તેને પ્રત્યેક ઘેરથી એક રૂપીઓ, એક નળીયું, એક ઇંટ આપવામાં આવતી. આથી એ પણ લક્ષાધિપતિ થઇ જતો. એ સમયે જનો જાહોજલાલીની પરાકાષ્ટાએ હતાં. તે સાથે જૈનોએ સાધર્મિ બન્ધુત્વ સંપૂર્ણ કક્ષાએ ખીલવ્યું હતું.

આધુનિક સમાજ માટે જૈન સમાજે પારસી કોમનો ધડો લેવો ઘટે છે. આજે પારસી કોમના પંચાયત ખાતાઓ લાખો પરના છે. મદદની અપેક્ષા રાખતાં દરેકને યોગ્ય તપાસ પછી તદ્દન ગુપ્ત રીતે-લેનારની પ્રતિષ્ઠા સચવાય તે માર્ગે જોઈએ તેટલી મદદ અપાય છે. પરિણામે આજે કોઇ પારસી ભીખારી નજરે ચડતો નથી. એજ રીતે જૈનોએ પણ જાતીય બંધુત્વ ખીલવવું જોઇએ. તોજ સમાજનો ઉદ્ધાર થઇ શકે, બેકારી દૂર થાય, અને જૈન સમાજ એક પ્રતિષ્ઠા સંપન્ન સમાજ ગણાય.

આ સ્થિતિને પહોંચી વળવા જૈન સમાજે કાયમી સાધર્મિ ખાતાઓ જેવા કે પંચાયત ફન્ડો અને સહાયક ફન્ડો સ્થાપવા જોઇએ.

સુરતે આ ક્ષેત્રને પણ પોષ્યું છે, અને તે પણ સુંદર રીતે. સુરતે ઘણા સમયથી એટલે લગભગ ૨૫ વર્ષ પૂર્વે જ્યારે આ વિચારો પ્રચલીત ન હતા ત્યારે શ્રી જૈન પંચાયત ફન્ડ, સુરત સ્થાપ્યું છે. આ પંચાયત ફન્ડમાં સુરત જૈન સમાજે સારો ફાળો આપ્યો છે. આ પંચાયત ફન્ડ તરફથી

'શ્રી જૈન ભોજનશાળા–સુરત.'

ચાલે છે. જૈનેતરોના આક્ષેપો છે કે જૈનો કીડી વિગેરે પ્રાણીને બચાવવામાં દયા ધર્મ માને છે પણ મનુષ્યને નહિ. તે આક્ષેપ ખોટો ઠરાવવાને આ સંસ્થા સુંદર જવાબ આપે છે. આ ભોજનશાળામાં સુરત અને સુરત બ્હારના જૈનોની યોગ્યતા મુજબ તેમને જમાડે છે, અને કોઇ પણ જાતનું લવાજમ ફરજયાત લેવાતું નથી. જે સ્વયં પોતાની શકિતની તુલનાથી આપવા માગે તેની પાસેથી માસિક રૂપમાં નવ લેવાય છે. જે તદ્દન નજીવું જ લવાજમ ગણાય. આ સંસ્થાનો લાભ આજે બસો બસો માણસો લઇ રહ્યા છે. જૈનોનું સાચું સાધર્મિવાત્સલ્ય જેણે નિહાળવું હોય તેણે આ સંસ્થાની અવશ્ય મુલાકાત લેવી ઘટે છે. બસો બસો સાધર્મિ બન્ધુઓ કોઈપણ જાતના ન્યાતી તેમજ

શ્રીમંતાઈ અને ગરીબાઇના ભેદભાવ સિવાય સમાનતાના સિધ્ધાંતથી સાથે બેસી જમતાં હોય એ દૃશ્ય જેણે નિહાળ્યું હોય તેના મુખમાંથી અવશ્ય શબ્દો ઝરે છે કે 'જૈનોની ઉદારતા-જૈનોની દાનપ્રિયતા-જનોની સેવા ભાવના-જૈનોનું સાચું સાધર્મિવાત્સલ્ય અત્રેજ વસે છે.'

સારાય ગુજરાતમાં બલ્કે ભારત વર્ષમાં જૈનોની સાધર્મિ વાત્સલ્યની આ એકજ નમુનેદાર સંસ્થા છે. આ સંસ્થાએ સુરતનું નાક રાખ્યું છે. સુરતની કીર્તિમાં વૃધ્ધી કરી છે.

છતાં મનુષ્ય પોતેજ અપૂર્ણ છે તો તેની કૃતિ અપૂર્ણ રહેવાનીજ. તેમાં અવશ્ય ન્યુનતા રહેવાનો સંભવ છે. એક ઘરમાં બે પાંચ માણસની રસોઈ કરવાની હોય છે ત્યાં પણ બધાની ઇચ્છા મુજબ થાય તેમ બનેજ નહિ, તેમ જ્યાં બસો બસો માણસોની રસોઇ થતી હોય ત્યાં કાંઇક તો ન્યુનતા રહે, પણ તે તરફ દૃષ્ટાએ નજર ન નાખતાં સંસ્થાની ભાવના, સંસ્થાના કાર્યવાહકોની ચીવટ ભરી અંગત તપાસ અને સેવા-વૃતિ તરફ નિહાળવું જે અવશ્ય પ્રસંષનીય છે. તેના ઉદાર કાર્યવાહકો હજીપણ આ સંસ્થાને વધુ અને વધુ સંગીન પાયા પર લાવવા મથી રહ્યા છે, તે ઓછા હર્ષની વાત નથી. આ રીતે આ કાર્યવાહકો અઢળ પૂણ્ય ઉપાર્જન કરે છે.

આ સંસ્થાની સહાય્ય કેલવણી જેવા ક્ષેત્રમાં પણ છે. આ સંસ્થા સુરતની બન્ને બોર્ડિંગો એક શ્રી રત્નસાગરજી

જૈન બોર્ડિંગ અને શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમના વિદ્યાર્થીઓને તદ્દન મફત જમાડે છે. આ બન્ને બોર્ડિંગોને આ સંસ્થાની મ્હોટી સહાયય છે. સુરતની બન્ને કેળવણીની સંસ્થાઓનું જીવન આ સંસ્થાને આભારી છે.

આ સંસ્થાની વ્યવસ્થા માટે એક ટ્રસ્ટી મંડળ અને વ્યવસ્થાપક મંડળ બન્ને છે. મુખ્ય વ્યવસ્થાપક તરીકે રા. ખીમચંદ કલ્યાણચંદ ઝવેરી પોતાની જાતીય સેવાથી આ સાધાર્મિવાત્સલ્યક સંસ્થા ચલાવી રહ્યા છે જે અવશ્ય પ્રસંષાને પાત્ર છે. ઉક્ત ફંડ તરફથી સુરતમાં સાધર્મિક ભાઈઓમાં લગભગ પંદરસો રૂપીઆ વાર્ષિક મદદ તરિકે વ્હેંચાય છે. સુરતના જૈન વનિતા વિશ્રામને પણ છેલ્લા ચાર વર્ષથી વાર્ષિક ૬૦૦ છસો મદદ તરીકે અપાય છે. પાટણની જૈન ભોજનશાળાને પણ વાર્ષિક છસો મદદ તરીકે અપાય છે. ઉક્ત ફંડ પોતાની સંસ્થા ઉપરાંત બીજી સંસ્થાઓનું પણ પોષક નીવડયું છે.

---

### શ્રી જૈન સહાય્યક ફન્ડ, સુરત.

આ ઉપરાત સાધર્મિ બન્ધુઓની કોઈ પણ પ્રકારે ઉન્નતિ થાય, જગત્માં તેઓ પોતાની આનદાની મુજબ જીવન જીવી શકે, તેઓ નિશ્ચિંત જીવન વ્યહવાર સાચવી શકે, એ સૌ કોઈની પરમેચ્છા હોયજ. પણ તેવું જીવન જીવવા જેટલાં સૌ શ્રીમન્તો નથી હોતાં. કેટલાક તો એવી

ગરીબાઈમાં સબડે છે કે તેમને પેટ પોષણના પણ ફાંફાં મારવા પડે છે. તેનું નિદાન કરવુંજ ઘટે છે.

આજ કારણથી સુરતમાં ઉપરોકત ફન્ડ સ્થાપાયું. સુરતના જાણીતા ઝવેરી રા. શાકેરચંદ ખુશાલચંદે પોતાના સદ્દગત બન્ધુ રા. અમીચંદ ખુશાલચંદના સ્મણાર્થે રૂા. ૨૫૦૦૦) હજાર જેવી નાદર રકમ અર્પી આ ફન્ડની શુભ શરૂઆત કરી. પાછળથી બીજી મદદો મલતાં રૂા. ૪૦૦૦૦) નું આ સંસ્થાનું ફન્ડ થવા પામ્યું છે.

આ ફન્ડનો ઉદ્દેશ સુરત અને સુરત જીલ્લાના યોગ્ય સાધર્મિ બન્ધુઓને નાણાની યોગ્ય મદદ આપી, તેમને ધંધા તેમજ નિર્વાહ માટે સગવડ કરી આપવાનો છે. આવા ઉચ્ચ ઉદૃશી મહાન્ કાર્ય માટે હજુ આ ફન્ડને વધારવાની આવશ્યકતા છે જેથી તેના વ્યાજમાથી આ ભગીરથ કાર્યને સ્હેલાઇથી પહોંચી શકાય. તેના ઉત્સાહી કાયવાહકો આ માટે બનતું કરશેજ.

આ ફન્ડની વ્યવસ્થા કરવા એક વ્યવસ્થાપક મંડળ નિમવામાં આવ્યું છે જે પૈકી મુખ્ય કાર્યવાહકો નીચે મુજબ છે.

રા. શેઠ શાકેરચંદ ખુશાલચંદ ઝવેરી.

રા. શેઠ મોતીચંદ ગુલાબચંદ ઝવેરી.

રા. શેઠ નવલચંદ ખીમચંદ ઝવેરી.

રા. શેઠ ખીમચંદ કલ્યાણચંદ ઝવેરી.

આ ફન્ડને આગળ અને આગળ ધપાવે એજ મહેચ્છા.

## કાયમી સાધર્મિ વાત્સલ્યો.

'સુરતનું જમણ અને કાશીનું મરણ' એ લોકોક્તિ કાંઇ અર્થ શુન્ય નજ હોય. અને નથી એ સુરતના જૈનોના સાધર્મિવાત્સલ્યો જેણે નિહાળ્યા હશે તે સ્વમુખે સ્વિકારશેજ. સુરતના જૈનો જેમ જમવામાં કુશળ ગણાય છે તેમ જમાડવામાં પણ ખરા. પણ સાધર્મિ બન્ધુઓને જમાડવામાં એજ ઉમદા હેતું સમાયો છે કે પોતાના સાધર્મિ બન્ધુઓ કોઇપણ ન્યાત જાતના ભેદ ભાવ સિવાય પોતાને આંગણે પધારે અને તેમાંય શુધ્ધ સમકિતી ભવી જીવો પોતાનું આંગણું પાવન કરે. એવા શુધ્ધ સમકિતી ભવી જીવો ઉચ્ચ આત્માઓ, ભાવી તિર્થંકરોના ભવ્યાત્માઓ પોતાને આંગણે પધારે એથી મહદ્ ભાગ્ય ક્યાં હોય! આજ કારણે સાધર્મિ વાત્સલ્યનું બહુ માન જૈનોમાં છે એમ કહેશે. એવા સાધર્મિ વાત્સલ્યો કાયમ થાય એવી પણ યોજના સુરતે સ્વિકારી છે. એ પણ સુરતના જૈનોની વિશિષ્ટતા લેખાશે. સુરતમાં ત્રણ સાધર્મિ વાત્સલ્યો કાયમ થાય છે એક તો,

મર્હુમ શેઠ નગીનભાઇ ઘેલાભાઇ તરફથી શ્રી વાસુપૂજ્ય સ્વામિના દેરાસરની વરસ ગાંઠના દિવસે વૈશાક શુદ છઠના દિવસે થાય છે. તે માટે રૂા. ૩૫૦૦૦)ની નાદર રકમ જુદી મુકાઇ છે. તેનું ટ્રસ્ટડીડ પણ થયું છે.

બીજું શેઠ ફુલચંદ કલ્યાણચંદ તરફથી લાઇન્સમાં દહેરાસરની પ્રતિષ્ઠાની વરસ ગાંઠને દિવસે વૈશાક શુદ દશમના રોજ થાય છે.

અને ત્રીજું શેઠ રૂપચંદ લલ્લુભાઇ તરફથી કતારગામ જે સુરત માટે તિર્થસ્થળ ગણાય છે ત્યાં પ્રતિષ્ઠાની વરસ ગાંઠને દિવસે વૈશાક શુદ તેરસના રોજ થાય છે. તેને માટે મુકાયેલી રકમનું ટ્રસ્ટડીડ પણ થયું છે.

આ રીતે સાધર્મિ વાત્સલ્યનું મહદ્ પૂન્ય સૂરતી જૈનો ઉપાર્જન કરી રહ્યા છે ને અતિ હર્ષની વાત છે.

(લક્ષ બહાર હતું.)

ચોથું સાધર્મિ વાત્સલ્ય શેઠ નેમચંદ મેલાપચંદ તરફથી તેમના બંધાવેલા શ્રી અનંતનાથજીના દહેરાસરજીની વરસગાંઠને દિવસે જેઠ સુદ છઠ ને દિવસે થાય છે.

# પ્રકરણ ૧૫ મું.

## સુરત જાહેર જનસેવામાં જૈનોનો ફાળો

### શેઠ પ્રેમચંદ રાયચંદ

દાનવીર શેઠ પ્રેમચંદ રાયચંદના નામથી સારૂંય ગુજરાત તો શું પણ અખીલ ભારત તેમની દાનપ્રીયતાથી જાણીતું છે. સુરત–મુંબઇ–અમદાવાદ ઉપરાંત જૈનોના સર્વ જૈન તિર્થસ્થળોમાં તેમની દાનપ્રીયતાના સાદર નમુના મોજુદ છે. તેમના જીવનમાં નેવું લાખ જેટલી ગંજાવર રકમ સર્વ ક્ષેત્રો પોષક પ્રવૃત્તિઓમાં તેઓશ્રીએ ખર્ચી છે, એજ તેમની મહત્તા સુચવવા બસ છે. સુરત તો તેમની માતૃભૂમિ, તેમનું વતન છે. એ દાન મશહુર શ્રેષ્ઠીવર્યના પૂણ્ય સ્મરણો સુરતમાં હોયજ એ સ્વાભાવીક છે. તેઓશ્રી કેલવણીના અનન્ય ઉપાસક હતાં. જેમ અમદાવાદમાં 'શેઠ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ' તેમ સુરતમાં તેઓશ્રીના પૂજ્ય પિતાશ્રીને સંબોધાયેલી 'શેઠ રાયચંદ દીપચંદ કન્યાશાળા' છે. તેઓશ્રીની ઉદારતા મુજબ આ કન્યાશાળા સુરત જાહેર જન સમાજના લાભાર્થે અર્પણ થયેલી છે. ગોપીપુરામાં આ સુંદર કન્યાશાળા તેઓશ્રીના સ્મારકરૂપે અદ્યાપી મોજુદ છે. આ કન્યાશાળા સંવત ૧૮૬૪માં સ્થાપવામાં આવી હતી.

આ ઉપરાંત તેજ વર્ષમાં એટલે ૧૮૬૪–૬૫માં તેઓ-શ્રીએ બંધાવેલી 'શેઠ પ્રેમચંદ રાયચંદ ધર્મશાળા' એ તેમનું દ્વિતિય સ્મારક છે. આ ધર્મશાળા પણ જાહેર જન સેવાર્થે અર્પણ થયેલ છે. આ ધર્મશાળાનું મકાન એક વિશાળ આલેશાન ભુવન છે. આ તેમના જાહેર કાર્યોના સ્મારકો જૈનોના ગૌરવ તરિકે લેખાય છે. આથીજ તેમની દાનપ્રીયતા જનોને અભિમાનનું કારણભૂત ગણાય એ સ્વાભાવીક છે.

## ઝવેરી નગીનચંદ ઝવેરચંદ ઈન્સ્ટીટયુટ.

એક વખતના મોતીના તાજ વિનાના રાજા જેવા સુરતના જાણીતા શેઠ નગીનચંદ ઝવેરચંદ ઝવેરીના નામથી સૌ સૌ કોઈ જાણીતું છે. તેમની જાહોજલાલીના પૂણ્ય સ્મરણરૂપે સુરતના નગરચોક તરિકે સુવિખ્યાત 'ઝવેરી નગીનચંદ ઝવેરચંદ ઇન્સ્ટીટયુટ' અદ્યાપિ તેમની જાહોજલા-લીનું સ્મરણ આપે છે. તેઓશ્રીએ ઉપરોકત ઇન્સ્ટીટયુટ તરીકે ઓળખાતો સુરતનો જાહેર 'ટાઉન હોલ' ડગલે મે પગલે જૈનોની ઉદારતાનું સુરતને ભાન કરાવે છે. આ ઉપ-રાંત જૈનો ખાતે પણ તેઓશ્રીના કાર્યો ગૌરવવન્તા છે. સુરતનું લાઇન્સનું ભવ્ય દહેરાસર તેમના ભાગીદાર તરફથી રૂપીયા સવા બે લાખ ખર્ચી તેઓશ્રીએ બંધાવ્યું છે. ઉપ-રાંત સુરતની જાહેર પાંજરાપોળને પણ વાસ ચારા માટે

કેટલાય ગામડાઓની જમીન અપાવી છે. આ સૌ કાર્યો તેમના પૂણ્ય સ્મરણો છે.

## શેઠ નેમચંદ મેલાપચંદ નર્સીંગ હોમ.

સુરત વિકટોરીયા ગાર્ડન સામેનો આ નર્સીંગ હોમ જૈનોની જાહેર જન સેવાનો નમુનો છે. જાહેર સ્ત્રી વર્ગની સુવાવડો માટે સગવડતા આપવા અને નર્સોને રહેવા જેવો સગવડ ભરેલો આ નર્સીંગ હોમ હરહંમેશ જૈનોની વિશાળ દ્રષ્ટિનું સુરતને ભાન કરાવે છે. આવાજ જાહેર કાર્યોથી સુરતી જનતામાં જનો અગ્રસ્થાન ભોગવે છે.

## શેઠ મગનલાલ ધનજીભાઇ હોસ્પીટાલ.

આધુનિક જૈન સમાજની આરોગ્યતાની જાળવણી અર્થે હોસ્પીટાલો મુખ્ય સાધનો છે. પથારીએ પડેલાં મૃત્યુ સમીપ પહોંચેલા દર્દીઓને નુતન જીવન અર્પતા દવાખાનાઓ જનસમાજને ખરેખર ઉપકારક છે. આ હોસ્પીટાલ સુરતના જાણીતા આગેવાન જૈનોની દાનપ્રીયતાનું જીવન્ત સ્મરણ છે. આ હોસ્પીટાલ ઉભી કરવાને શેઠ ડાહ્યાભાઇ ધનજીભાઇએ પોતાના સદ્ગત બન્ધુ શેઠ મગનલાલ ધનજીભાઇના સ્મરણાર્થે રૂા ૪૦૦૦૦) ચાલીસ હજારની નાદર રકમ અર્પી અને શેઠ નેમચંદ નાથાભાઇએ તેટલીજ કિંમતનું સુંદર મકાન તે માટે અર્પણ કર્યું, અને આ હોસ્પીટાલ સુરત

જનસમાજના હિતાર્થે અર્પણ કર્યું જે ખરેખર સુરત જન સમાજને ઉપકારક નિવડયું છે.

## ઝવેરી નવલચંદ હેમચંદ દેશી ઔષધાલય

સુરતના જાણીતા ઝવેરી ભુરાભાઈ નવલચંદે પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે ઉપરોક્ત દેશી ઔષધાલય જાહેર જન સેવાર્થે ખોલ્યું છે. ગોપીપુરાનો સારોય લ-તો કોઇ પણ નાતજાતના ભેદભાવ સિવાય આ સંસ્થાનો લાભ લ્યે છે. આ સંસ્થાનો ખર્ચ પણ શેઠ ભુરાભાઈ નવલચંદ તરફથી પુરો પાડવામાં આવે છે.

---

## શ્રી સુરત પાંજરાપોળ

જૈનોની જીવદયાનો સંપૂર્ણ ખ્યાલ આપતી આ પાંજરાપોળ જૈનોનો '**अहिंसा परमो धर्मः**' મહાન્ સિધ્ધાન્ત જન સમાજને સત્ય સ્વરૂપે ઓળખાવે છે. આ પાંજરાપોળ જાહેર પાંજરાપોળ છે છતાં તેમાં મુખ્ય હિસ્સો જૈનોનોજ છે. ઝવેરી મંડળ જેમાં મુખ્યત્વે સુરતી જૈન ઝવેરીઓજ છે તેના તરફથી આ સંસ્થાને દરવષે રૂા. ૨૫૦૦૦) જેવી સુંદર રકમ મદદરૂપે અપાય છે. આ રકમ પાંજરાપોળના ત્રીજા ભાગના ખર્ચને પહોંચી વળે છે. અહિંસાની આ જીવન્ત પ્રતિમા જૈનોને જનસમાજમાં મુખ્ય સ્થાન અપાવે છે. આજ રીતે '**अहिंसा परमो धर्मः !**' નો દિગ્‌વિજય થાય છે.

## જીવદયા ફન્ડ

જીવદયા-ભૂતદયા એ તો જૈનોનો પરમપ્રીય સિધ્ધાન્ત છે. આજ ભાવનાએ ઉપરોકત ફન્ડ સ્થપાયું છે. તેમાં મુખ્ય ફાળો જૈનોનોજ છે. આ ફન્ડ પણ સુરતના જાણીતા સ્વ. શેઠ નગીનચંદ કપુરચંદ ઝવેરીના સુપ્રયાસથીજ સ્થપાયું છે. છેલ્લા બે વર્ષ પૂર્વેજ તેમના સ્વ. સુપુત્ર શેઠ મોતીચંદ નગીનચંદ ઝવેરીએ રૂા. ૫૦૦૦૦)ની નાદર રકમ આ ફન્ડને અર્પી. આ ફન્ડના વ્યાજમાંથી જીવો છોડાવવામાં આવે છે. આજે આ ફન્ડ દોઢ લાખનું થવા આવ્યું છે તેનું માન જૈનોનેજ ઘટે છે. તેના મેનેજીંગ ટ્રસ્ટી તરિકે શેઠ ફકીરચંદ નગીનચંદ ઝવેરી ચલાવે છે.

## વ્યકિતગત્ સેવાઓ

આ ઉપરાંત જાહેર જન સેવામાં સુરતના જૈનોનો ફાળો ગૌરવપ્રદ્ છે. સુરતના દરેક જાહેર કાર્યમાં ભાગ લેતા સુરતના નગરશેઠ બાબુભાઈ ગુલાબચંદ એક સુરતના આગેવાન અને જૈન સમાજ અને સુરત શહેરના નગરશેઠ છે.

સુરત અશકતાશ્રમની ખીલવણી અને અભિવૃધ્ધિમાં મુખ્ય ફાળો આપનાર, તેની અહર્નિશ સાર સંભાળ રાખનાર તેના અભ્યુદયાર્થે સતત્ પ્રયત્ન કરનાર શેઠ દલીચંદ વીરચંદ

સુરતના અગ્રગણ્ય શહેરી અને જૈન સમાજના એક આગેવાન છે.

સુરતના રકતપિત્તિયા આશ્રમને સેવા અર્પતા-જૈન અને જૈનેતર સાર્વજનિક કાર્યોમાં છુટે હાથે આર્થિક મદદ આપતા શેઠ નેમચંદ નાથાભાઈ સુરત જૈન સમાજના એક આગેવાન છે.

આ ઉપરાંત સુરતના હરેક સાર્વજનિક ન્હાના મ્હોટા કાર્યોમાં સુરતના જૈનોનો હિસ્સો ગૌરવવન્તો છે. આથીજ સુરતની જૈન જનતાનું સુરતમાં બહુ માન છે અને રહેશેજ.



# પ્રકરણ ૧૬ મું.

## સૂર્યપુરનું પ્રાચિન અસ્તિત્વ.

સુરતના ગોપીપુરા અને નાણાવટનું અસ્તિત્વ ઘણું પુરાણું છે. સુરતના નાણાવટીઓ જેઓ મુખ્યત્વે જૈનોજ હતાં તેઓ વસ્યા તે પરથી નાણાવટ નામનો લ-તો અસ્તિત્વમાં આવ્યો. એ નાણાવટીઓની ઓટલા બેન્કો જેવી દુકાનોના સ્મરણો અદ્યાપી મોજુદ છે જે પરથી સમજી શકાય છે કે નાંણાવટમાં અસલથીજ જૈનોની જાહોજલાલી હોવી જોઇએ, અને આજના નાણાવટના રહીશ જૈનોની વંશાવલીઓ તે વાતને સત્ય ઠરાવે છે. ગોપીપુરા અને નાણાવટના લત્તાઓ કઈ રીતે અસ્તિત્વમાં આવ્યા અને તેમના નામો કઈ રીતે અપાયા ને જણાવવા ગુજરાત સર્વ સંગ્રહના કર્તા પા. ૨૭૭-૨૭૮ લખે છે કેઃ—

'નાગર જમીનદારની વિધવા પોતાના નાની વયના દીકરા ગોપીને લઈને માછલી પીઠની આસપાસ રહી હતી, તેવામાં કંચની સુરજ રાંદેરના નવાયતાની ઈતરાજીથી હજ કરવાના વિચારથી ઝાઝ ઉપડતાં સુધી ત્યાં રહી હતી. કંચની સુરજ જતી વખતે લાખોનું ઝવાહીર ગોપીની માને સોંપી ગઇ

હતી. કંચની પાછી આવ્યા બાદ ગોપીની માએ તે જવાહીર પાછું સોંપ્યું પણ તેણે તે લીધું નહિ. સુરજે મરતી વખતે પોતાની તમામ મીલકત ગોપીની માને બક્ષીસ કીધી અને કહ્યું જે 'મારી નામદારી વધે તેવું કંઈ કરજે' ગોપીના ઘરની આસપાસની વસ્તીનું નામ ગોપીપુરા પડયું અને નાણાવટીઓ વસ્યા તે નાણાવટ એમ નામ અપાયા ”

એવી કથા મલી આવે છે કે ગોપીએ સૂર્યપુરના તે સમયના બાદશાહને સુરજનું નામ કાયમ રાખવા વિનવ્યા બાદશાહે તે કબુલ કર્યું અને સૂર્યપુરને બદલે સુરજ નામ થયું, જે અપભ્રંશ થતા સુરત કહેવાયું અને ગોપી રહેતો તે લત્તાનુંજ નામ ગોપીપરૂ રખાયું. ઉપરનો ઉલ્લેખ તે વાતને સત્ય ઠરાવે છે.

છતાં ગોપીપુરામાં એકલાજ નાગરો રહેતાં કે બ્રાહ્મણો રહેતાં એમ નથી. એ લત્તામાં જૈનોનું સ્થાન પણ તે સમયથીજ હતું, અને તે પણ ઉચ્ચ અને ખાનદાન પ્રજા તરિખે. એટલે એ લત્તામાં પણ જૈનોનું ઉચ્ચ સ્થાન તે સમયથીજ હશે એમ નિચેના ઉલ્લેખ પરથી સમજી શકાય છે. ગુજરાત સર્વ સંગ્રહના લેખક પાને ૫૨૩ જણાવે છે કે:-

'ગોપીપરૂં ત્રીસ એકરની ઉંચી જમીનનું. એમાં સુરતનો સુરબ્બી ગોપી રહેતો. કેટલોક ભાગ મોટી આગથી બળી ગયેલો તે હજુ બંધાયો નથી. ઘણાંક ઘર મોટાં અને લાકડામાં કરેલી નકસીવાળા છે. છેડાપર કેટલાક મુસલમાન ગરીબો રહે છે. તે સિવાય એ ભાગમાં ઉંચી નાતના હિંદુ અને શ્રાવક, કાયસ્થ-બ્રાહ્મણ-વાણીયા વસે છે."



# પ્રકરણ ૧૭ મું

## સૂર્યપુરની પ્રાચિનતા અને જૈનોનું સ્થાન.

સુરત એટલે પ્રાચિન સૂર્યપુર. 'સૂર્યપુરનું અસ્તિત્વ ક્યારનું તે કહી શકાય નહિ પણ ઘણું પુરાણું ધામ તો ખરૂંજ' આજે ભગવાન મહાવીરના નિર્વાણને અઢી હજાર વર્ષ થઈ ગયા. ભગવાન મહાવીરના નિર્વાણના અઢીસો વર્ષ પછીથી સૂર્યપુરના ઉલ્લેખો મળી આવે છે. સૂર્યપુરમાં જૈનોનું સ્થાન તે સમયથીજ ગૌરવવન્તુ હોય એમ સમજી શકાય છે. નીચેના ઉલ્લેખો તે વાતને સત્ય ઠરાવે છે.

રાંદેર એક વખતનું પ્રાચિન નગર છે. ત્યાર પહેલાનું અથવા સમકાલીન સૂર્યપુર તો છેજ. રાંદેરના પુરાણા અસ્તિત્વ વિષે નીચેનો ઉલ્લેખ બસ છે. જે પરથી સૂર્યપુરની પ્રાચિનતા સમજી શકાશે. સંપત્તિ જેવા મહારાજા જે રાંદેરમાં ચાર ચાર દહેરાસરો બંધાવે તે સ્થળની જાહોજલાલી સ્હેજે સમજી શકાય તેમ છે. **ગુજરાત સર્વ સંગ્રહમાં પા-૨૭૫ લેખક લખે છે કે,**

'ભગવાન મહાવીરના નિર્વાણના ૨૭૧ વર્ષ બાદ સંપત્તિ રાજા હતાં. તેમના વખતમાં રાંદેરમાં ચાર દહેરાસરો બંધાયા હતાં.'

આ સંપત્તિ મહારાજા જૈન હતાં. તેમણે હજારો જીન બીમ્બો ભરાવ્યા છે. તેમનું પૂનિત આગમન સૂર્યપુર અને રાંદેરમાં થએલું એમ સ્પષ્ટ માની શકાય છે. સૂર્યપુરની પ્રાચિનતા આ પરથી સ્હેજે સમજી શકાશે.

ત્યાર પછી સૂર્યપુરની પ્રાચિનતાનો ઉલ્લેખ વસ્તુપાલ તેજપાલના રાસમાંથી પણ મળી આવે છે. આ જૈન રત્નો વસ્તુપાલ અને તેજપાલ બન્ને બન્ધુઓએ જૈન શાસનને દીપાવ્યું છે. તેઓ પણ તિર્થયાત્રા કરતાં કરતાં સૂર્યપુરમાં આવેલાં. તેમના રાસમાં લેખક જણાવે છે કે,

'વસ્તુપાલ અને તેજપાલે સૂર્યાદિત્યપુરમાં ઋષભ પ્રભુનું ચૈત્ય કરાવ્યું.'

સુરતમાં જૈન દહેરાસરો, ઉપાશ્રયો અને ધર્મશાળાઓ પ્રાચીન જાહોજલાલીના પૂણ્ય સ્મરણો છે અને તે આજકાલના નહિ પણ ઘણા પુરાણા. વળી એ બે પાંચ દહેરાસરોના ઉલ્લેખો નહિ પણ ચાલીસ ચાલીસ દહેરાસરોના ઉલ્લેખ છે. સુરત અમદાવાદ કે મુંબઈ નથી. લાખ દોઢ લાખની વસ્તી વાળું શહેર. તેમાં જૈનો તો ચાર પાંચ હજારની સંખ્યામાં. છતાં ચાલીસ ચાલીસ દહેરાસરો એ સંપૂર્ણ જાહોજલાલીનું સ્મરણ છે. સુરતના જૈન દહેરાસરો વિષે ગુજરાત સર્વ સંગ્રહના લેખક પાને ૫૩૨ જણાવે છે કેઃ-

"શ્રાવકના બેતાલીસ દહેરાસરો છે. તેમાં મહાવીર સ્વામિનું અને આદીશ્વર ભગવાનનું એ બે દહેરાસરો મોટા છે. તે બન્ને ગોપીપુરામાં છે, ને દોઢસો બસો વર્ષના છે. ત્રીજું શાહપુરમાં ચિંતામણ પારસનાથનું છે."

જેમ સુરતમાં જૈનોનું અસ્થિત્વ પુરાણા સમયથી છે, જેમ સુરતના જૈનોની જાહોજલાલી પુરાણા સમયથી છે, તેમ સુરતના જૈનોની જાહેર જનસેવા પણ પુરાણા સમયથી છે. આથીજ સુરતમાં જૈનો ગૌરવવન્તુ સ્થાન પ્રાપ્ત કરી શકયા હતા, જે અદ્યાપી ચાલુ છે. અઢારમી સદીમાં ભણુ-શાલીજી અને ન્યાલચંદ કાકા જૈન આગેવાનો હતાં. લક્ષ્મી-વન્ત હતાં સાથે ઉદાર પણ હતાં. લક્ષ્મીનો સદ્વ્યય કરી જાણતાં. માનવ સેવા જેવું જૈનો નથી જાણતાં એમ આક્ષેપો કરનારને માનવ સેવાને જૈનો કેટલું અને કેવું સ્થાન આપે છે તે ભણુશાલીજી અને ન્યાલચંદ કાકાના જીવનો બરાબર સમજાવે છે. તે વસ્તુની ખાત્રી આપતાં ગુજરાત સર્વ સંગ્રહના લેખક પાને ૨૯૦ જણાવે છે કેઃ-

'સને ૧૮૦૪માં મોટો દુકાળ પડયો. ચોમાસું આવતાં સુધી એ દુકાળમાં ત્રિવાડી શ્રીકૃષ્ણ અર્જુનજી, ભણુશાલીજી અને ન્યાલચંદ કાકા વિગેરે શાહુકારોએ ઘણો ધર્મ કરી ગરીબોને જીવાડયા'. એ કુટુંમ્બના વંશજો અદ્યાપી સુરતમાં

વસે છે. તેમના ઘરની આસપાસનો લ-તો ભણુશાલીનો ચકલો કહેવાય છે.

## કાળનો ફેર

આજથી ત્રણ ચાર સદી ઉપરનો ઇતિહાસ તપાસીએ તો જણાય છે કે સમસ્ત હિંદભરમાં લુંટ–ધાડ–અને અરાજકતાનાજ ભણકારા સદૈવ સંભળાતાં. એ સમયે સૌને પોતાના પ્રાણ બચાવવાની મોટી પીડા હતી. સૌ ત્રાહી ત્રાહી પોકારતાં. ઇતિહાસ ભાખે છે કે કેટલાક મુસલમાન બાદશાહોએ ધર્માન્ધતાને કારણે હિંદુઓને વટલાવ્યા, હિંદુઓના મંદિર તોડી નાંખ્યાં, હિંદુઓની જુની પુરાણી સંસ્કૃતિ પાણીમાં નાખી અને જૈન સમાજ પણ એથી વંચીત નથી. જૈન સમાજના અનેક દહેરાસરો જ્ઞાનભંડારો–અને જાહેર પવિત્ર મકાનો એ ધર્માન્ધતાથી ધુળ ભેગા થયા છે. કેટકેટલીય મૂર્તિઓના નામ નિશાન નથી રહ્યા. શીલા લેખો જે જૈન સમાજનો સાચો જવલન્ત ઇતિહાસ હતો તે પણ આ રીતે વિછિન્ન થયો. એ શીલા લેખોને ઉંધા નાખી સંડાસ વિગેરેમાં ગોઠવવામાં આવ્યા છે. જૈન સમાજને તેના પૂર્વજો તરફથી મળેલ વારસો આમ કાળને ભોગ થયો છે. એથીજ જૈન સમાજનો કેટલોય સાચો ઇતિહાસ મલી શકતો નથી તેનો દોષ કોઇનો નહિ. એ કાળનો ફેરજ સમજી લઇએ. આ વાતને સત્ય ઠરાવતી હકીકત નિચેના ઉલ્લેખ પરથી મલી આવે છે.

ગુજરાત સર્વ સંગ્રહના લેખક પાને ૨૭૫ જણાવે છે કે

"કેટલાક આરશપહાણુના પથરા (કેટલાક થોડી નકસીવાળા પણ) શ્રાવકના દહેરામાં હોય છે તેવા મસીદના પગથીયામાં ચણી લીધા છે ને રાંદેરના મુસલમાનો કહે છે કે મૂર્તિઓને અને લેખના પથરાઓને ઉંધા નાખી ઓટલાના અને સંડાસના પગથીયા બનાવ્યા છે. કુંડ વધારી હોજ કરેલાં અને દહેરાંની મોટી મૂર્તિઓના ગોખલાઓ જે મુસલમાનોએ રહેવા દીધેલાં તે હજુ છે. લેખના પથરાં ચણી લીધેલાં એટલે દહેરાં બંધાયાના વર્ષ કયાંથી જાણવામાં આવે ?"

આ ઉપરાંત સુરત શાહપુરમાં શ્રી ચીંતામણી પાર્શ્વનાથનું દહેરાસર છે. એ ચીન્તામણી પાર્શ્વનાથ પ્રભુની ચમત્કારી મર્તિ વિષે સુરતના જૈન વૃદ્ધો કહે છે કે અત્યારે જે મેરઝા સામેની મસજીદ છે તે પહેલાં જૈન મંદીર હતું. ત્યાં આ ચીંતામણી પાર્શ્વનાથની મૂર્તિ હતી. એ મૂર્તિ કેવી રીતે લબ્ધ થઇ અને કેવી રીતે શાહપુરનું ચીન્તામણી મંદીર અસ્તિત્વમાં આવ્યું તે વિષે કહેવાય છે કે જયારે મુસલમાનો દહેરાસર તોડવા આવ્યા ત્યારે દહેરાસરના દરવાજા બંધ થઇ ગયા. રાત્રે એક ગરીબ શ્રાવકને સ્વપ્ન આવ્યું કે 'ચીંતામણી પાર્શ્વનાથની મૂર્તિ કુવામાં છે. ત્યાંથી મૂર્તિને બ્હાર કાઢી એક દહેરાસર બંધાવી તેમાં પધરાવો' આ શ્રાવકે

પોતાના સ્વપ્નની વાત એ વખતે સુરતમાં જે યતિજી હતા તેમને કરી, સાથે જણાવ્યું કે મારી પાસે કાંઈ મુડી નથી. માત્ર એક રૂપીયો અને કોડી છે. યતિજીએ ગમે તે બળે પણ શ્રાવકને કહ્યું 'કે આ કોથળીમાંથી તારે જેટલાં રૂપીયા જોઇતાં હશે તેટલાં મળશે અને તું દહેરાસર બંધાવ' પણ એક શરત કે, 'આ કોથળી કદી ઉંધી વાળી ઠાલવીશ નહિ.' પછી કુવામાં તપાસ કરી તો મૂર્તિ મલી આવી અને આ દહેરાસર બંધાવ્યું. આજે એ કુવો દહેરાસરજીમાં મોજુદ છે. પેલી કોથળી અને કોડી પણ મોજુદ છે. એ પ્રાચિન દહેરાસર સંબંધી પણ ઉલ્લેખ મલી આવે છે. ગુજરાત સર્વ સંગ્રહના કર્તા પાને ૫૩૧ જણાવે છે કે,

'મેરઝા સામેની મસજીદની કબર ૧૫૪૦માં ખુદાવીંદ ખાને બંધાવી છે. કબરની પાસેની લાકડાની મસજીદ છે. તે શાહપુર મોહલ્લામાં જૈનનું દેવળ હતું. તે તોડીને તેમાંના સામાને બંધાવી.'

આ ઉપરથી આ ચીન્તામણી પાર્શ્વનાથનું દહેરાસર પંદરમાં સૈકાનું તો હોવુંજ જોઇએ. તે સાથે જૈનોની કેટ-કેટલી સમૃદ્ધિ ઇતિહાસ અને સંસ્કૃતિ કાળને ભોગ થઇ પડી છે તે સ્પષ્ટ સમજાશે.



# પ્રકરણ ૧૮ મું.

## વસ્તી પત્રક.

વસ્તીના સંબંધમાં નીચે લખેલા ઉલ્લેખો મળ્યા છે તે અક્ષરશઃ નીચે મુકીએ છીએ.

Population of Surat District.

| In | 1872 | 1881 | 1891 | 1901 | 1911 |
|---|---|---|---|---|---|
| | 107855 | 109844 | 109229 | 119306 | 114868 |

Males among the population.

| In | 1872 | 1881 | 1891 | 1901 | 1911 |
|---|---|---|---|---|---|
| | 55279 | 56392 | 56074 | 61653 | 59634 |

Females among the population.

| In | 1872 | 1881 | 1891 | 1901 | 1911 |
|---|---|---|---|---|---|
| | 52576 | 53452 | 53155 | 57653 | 55234 |

Education.

Surat Taluka Census (1911)

Jains = 9821

Population of Surat Taluka =571745

Among the population 92178 able to read and write

Among tha population 6846 able to read and write in English.

population of Literates (Jains)

Population =9821

Among them 5248 Males and 4573 Females.

| Literate | Males | Females. |
|---|---|---|
| 4598 | 3821 | 777 |

Percentage of Literate to total population.

| Total | Males | Females |
|---|---|---|
| 47 | 73 | 17 |

Gazetteer of the Bombay Presidency volume II B Published 1914.

Population of district.

In the census of 1872 Hindu populatation was 541733 among them, Jain population was 11332.



# પ્રકરણ ૧૯ મું.

## જૈન મેઘદૂત શું કહે છે?

કવિશ્રી ન્હાનાલાલ કહે છે તેમ ગોપીપુરામાં સુરતી જૈનોની જાહોજલાલી આજકાલની નહિ પણ જૈન મેઘદૂતો રચાયા ત્યારની છે, તે વાસ્તવીક છે. સુરતમાં ગોપીપુરા જાહોજલાલીની ટોચે ગણાય છે. તેમાં જૈન સમાજ સૌથી વિશેષ સંપત્તિશાલી છે. શ્રીમદ્ ઉપાધ્યાયજી વિનયવિજયજીએ ઇન્દુદૂતમાં સુરતના ગોપીપુરાના વૈભવોનું આકર્ષક વર્ણન કરેલું છે તે નીચે મુજબ.

પ્રથમ સુરતના શ્રાવકોનું વર્ણન છે તેમાં ઉપાધ્યાયજી મહારાજ જણાવે છે કેઃ—

यत्र श्राद्धास्ततसुमनसो विश्वमान्या वदान्याः
संख्यातीता अमितविभवाः प्रौढशाखाप्रशाखाः ।
कुत्राप्याद्याध्वरकजनिताः संस्थिताः कल्पवृक्षाः
प्रादुर्भूतास्तपगणपतिप्रौढपुण्यानुभावात् ॥ ९९ ॥

ભાવાર્થઃ—સુરતના શ્રાવકો શ્રધ્ધાળુ તેમજ સારી બુદ્ધિવાળા છે. જગત્‌ને માનનીય અને હુશીયાર છે. તેઓ ઘણા વૈભવ શાળી છે. તેમનો વિસ્તાર કલ્પવક્ષ સમાન્ મોટો છે.ઉપરનો વૈભવ તપગચ્છના અધિપતિ વિજયપ્રભસૂરિના પૂન્યનો પ્રતાપ છે. (૯૯)

मध्ये गोपीपुरमिह महान् श्रावकोपाश्रयोऽस्ति
कैलासाद्रिप्रतिभट इव प्रौढलक्ष्मीनिधानम् ।
अन्तर्वर्त्यार्हतमतगुरुप्रौढ तेजोभिरुद्य-
ज्ज्योतिर्मध्यस्थितमघवता ताविषर्णोपमेयः ॥ १०१ ॥

ભાવાર્થ:—

ગોપીપુરામાં શ્રાવકનો એક મોટો ઉપાશ્રય છે. તેમાં વસતા શ્રાવકો કૈલાસ પર્વતના જેવા મોટી લક્ષ્મીના ભંડારો વાળા છે. તેમના હૃદયમાં વિતરાગ પ્રભુના ઉત્તમ માર્ગને વિષે અને ગુરૂઓ માટે અભિરૂચી છે. આકાશમાં જેમ ચંદ્ર શોભે છે તેમ ગોપીપુરામાં આ ઉપાશ્રય શોભે છે. (૧૦૧)

भित्तौ भित्तौ स्फटिकसरुचौ कुट्टिमे कुट्टिमे च
सङ्क्रामंस्त्वं सुभग भवितास्यात्तलक्ष्यस्वरूपः ।
युक्तं चैतत्तरणिनगरोपाश्रयस्यान्यथाश्री-
र्द्रष्टुं शक्या न खलु वपुषैकेन युष्मादृशापि ॥ १०२ ॥
तस्य द्वाराङ्गणभुवि भवान् स्थैर्यमालम्ब्य पश्यन्
साक्षाद्देवानिव नृजनुषो द्रक्ष्यति श्राद्धलोकान् ।
हस्त्यारूढानथ रथगतान् सादिनश्चार्थपौरु-
ष्यर्थान् श्रोतुं रसिकहृदयान् शीघ्रमाटीकमानान् ॥१०३॥

ભાવાર્થ:—ઉપાશ્રયની ભિંતોમાં સ્ફટીક જડેલાં છે. અને કોટડીમાં સ્ફટીકનો પ્રકાશ પડે છે. તે ઉપાશ્રય ખરેખર જોવા લાયક છે. (૧૦૨)

તે ઉપાશ્રયના દરવાજાની ભૂમિ આગળ શ્રાવકોના અનેક રથો-હાથી-ઘોડાં-પાયદળ હાજર હોય છે કારણ શ્રાવકો એ સૌ વાહનોમાં તૈયારી કરી ઉપાશ્રયમાં વ્યાખ્યાન સાંભળવા આવે છે. (૧૦૩)

ત્યાર પછી ઉપાધ્યાયજી મહારાજ વ્યાખ્યાન મંડપનું વર્ણન કરતાં લખે છે કે,

**मध्ये तस्याः श्रमणवसतेर्मण्डपो यः क्षणस्य**
**सोऽयं कान्त्याऽनुहरति सभां तां सुधर्मां मघोनः।**
**मुक्ताचन्द्रोदयपरिचितस्वर्णमाणिक्यभूषा-**
**श्रेणीदीप्तो विविधरचनाराजितस्तम्भशोभो ॥ १०५ ॥**

ભાવાર્થ:—

તે ઉપાશ્રયની મધ્યમાં સિંહાસન છે. ત્યાં આગળ સભા મળે છે. આ સભા સુધર્માઇન્દ્રની સભાની કાન્તીને હરી લાવી હોય તેમ દેખાય છે. મુક્તાફળ ચંદ્રોદયમાં મોતી માણેક સોનું વિગેરેથી ભરપુર હોય છે, અને થાંભલાં વિવિધ રચનાથી શોભાયમાન છે. (૧૦૫)

ઉપર મુજબના શ્રીમદ્ ઉપાધ્યાયજી વિનય વિજયજીના ઉલ્લેખથી તે સમયની જાહોજલાલી કેવી હશે તે વાંચક સમજી શકશે.



# પ્રકરણ ૨૦ મું.

હિંદ અને યુરોપઆદી દેશોમાં જૈન સાહિત્યના મહાન્ પ્રચારક તરીકે પ્રસિધ્ધ થયેલાં સ્વ. સુપ્રસિદ્ધ આચાર્યમહારાજ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ સંશોધીત 'પ્રાચિન તિર્થ-માલા સંગ્રહ ભાગ ૧લામાં' સુરતની પ્રાચિન ચૈત્યપરિપાટીઓ આપવામાં આવી છે તે અક્ષરશઃ અત્રે આપીએ છીએઃ—

## સુરતઃ—

શહેરનાં મંદિરોનું વર્ણન કરનારી ઉપરની તીર્થમાળા-ઓમાં બે તીર્થમાળાઓ છે. એક કટૂકમતીય ૧લાધાશાહ વિરચિત 'સુરતચૈત્યપરિપાટી' અને બીજી ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી વિરચિત 'સુર્યપુરચૈત્યપરિપાટી.' લાધાશાહે આ 'સૂરતચૈત્યપરિપાટી' સં. ૧૭૯૩ના માગશર વદિ ૧૦ના દિવસે સૂરતમાં ચોમાસુ રહીને બનાવી છે. કવિ લાધાએ સૂરતના દેરાસરોનાં નામોજ માત્ર નથી

---

૧ આજ લાધાશાહે વિ. સં. ૧૭૯૫માં શિવચંદજીનોરાસ બનાવ્યો છે. આ રાસમાં કવિ પોતાને ગચ્છના ગચ્છપતિ તરીકે પોતે ઓળખાવે છેઃ—

"કડુયામતિ ગચ્છપતિ સાહજી લાધો કવિરાય:
તિણે રાસ રચ્યો એ સુણત ભણત સુખ થાય"

(મારી પાસેના પ્રશસ્તિ સંગ્રહમાંથી)

આપ્યાં, પરન્તુ પ્રત્યેક દેરાસર કયા કયા પુરામાં આવ્યું તે, પરામાં કેટલાં મ્હોટાં દેરાસરો અને કેટલાં ઘર દેરાસરો છે તે, અને પ્રત્યેક દેરાસરની પાષાણ અને ધાતુની મૂર્તિયોની, પંચતીર્થી, પટ, પાટલી અને સિદ્ધચક્ર વિગેરેની પણ સંખ્યા બતાવેલી છે. કવિએ પ્રત્યેક ઢાળની અંતે બબે દૂહા આપી એક એક ઢાળમાં વર્ણવેલ મંદિરો, ઘર દેરાસરો અને જિનબિંબોની સંખ્યા આપી છે. એવી રીતે ત્રણ ઢાળોમાં કવિએ સૂરતમાં–સૂરત અને પરાંનાં મંદિરોનું વર્ણન કર્યું છે. છેવટે ત્રીજી ઢાળની અંતમાં કવિ મંદિરો, ઘરદેરાસરો અને બિંબોની કુલ સંખ્યા આ પ્રમાણે આપે છે:—

'સુરતમાંહે ત્રણ ભૂયરાં દેહરાં દશ શ્રીકાર;
દોયસય પણતીસ છે દેહરાસર મનોહાર. ૧
સરવાલે સરવે થઇ બિંબ સંખ્યા કહું તેહ;
તીન હજાર નવસે અધિક બોહોતેર પ્રણમું તેહ. ૨

( પૃ. ૬૭ )

એટલે કે–૧૦ મ્હોટાં દેરાં, ૨૩૫ ઘરદેરાસરો અને ૩૯૭૨ જિન બિંબો સુરતમાં હતાં.

ચોથી ઢાળની પાંચમી કડીથી કવિએ જિનબિંબો વિગેરેની સંખ્યા જેમ બહુ સ્પષ્ટ રીતે આપી છે, તેવી રીતે તીર્થમાળાની અંતમાં ગદ્યમાં પણ સંખ્યા બતાવી છે. તે આ પ્રમાણે:—

"શ્રીસૂરત મધ્યે દેહરા ૧૦ છે, દેરાસર (ઘરદેરાસર) ૨૩૫, ભૂયરાં ૩, પ્રતિમાં એકેકી ગણુતા ૩૯૭૮, પંચતીરથીની ૫, ચોવીસવટાની ૨૪, એકલમલ, પટ, પાટલી, સિદ્ધચક્ર, ચોમુખ સર્વે થઇને ૧૦૦૪૧ છઇ." (જૂઓ પૃ. ૬૯)

ઉપાધ્યાય વિનયવિજયજીએ 'સૂર્યપુર ચૈત્ય પરિપાટી' સં. ૧૬૮૯માં બનાવી છે. ઉપાધ્યાયજીએ આ પરિપાટી એકંદર ૧૪ કડિયોમાં પૂરી કરી છે. જેમાંની પ્રથમની અગીયાર કડીઓમાં સૂરતનાં અગિઆર દેરાસરોનાં નામો આપ્યાં છે. પ્રત્યેક કડીમાં દેરાસરમાં બિરાજમાન મુખ્ય ભગવાનનું નામ–જેના નામથી દેરાસર પ્રસિધ્ધ હોય તે ભગવાનનું નામ–આપી સ્તુતિ કરી છે. તે ઉપરાન્ત મૂર્ત્તિયોની સંખ્યા કે એવી બીજી બાબત કંઇ બતાવી નથી. બારમી અને તેરમી કડીમાં રાનેર, વલસાડ, ગણુદેવી, નવસારી અને હાંસોટમાં બિરાજમાન પ્રભુની સ્તુતિ કરી ૧૪ મી કડીમાં પોતાનો પરિચય આપ્યો છે. જેમાં વિજયસિંહસૂરિના શિષ્ય કીર્ત્તિવિજય અને તેમના શિષ્ય વિનયવિજયે આ કૃતિ કર્યાનું જણાવ્યું છે. આ ઉપાધ્યાયજીએ સૂરતનાં જે ૧૧ દેરાસરોનાં નામો ગણાવ્યાં છે તે અનુક્રમે આ છેઃ—૧ ઋષભદેવનું, ૨ શાન્તિનાથનું, ૩ ધર્મનાથનું, ૪ પાર્શ્વનાથનું, ૫ સંભવનાથનું, ૬ ધર્મનાથનું, ૭ અભિનંદનનું, ૮ પાર્શ્વનાથનું ૯ કુંથુંનાથનું, ૧૦ અજિતનાથનું અને ૧૧ ચિંતામણિપાર્શ્વનાથનું.

क - कमतायलोधांसोहविरचित

# सू त चत्यपा ाटि.

પ્રણમી પાસ જિણંદના ચરણકમલ ચિત લાય;
રચના ચૈત્યપ્રવાડની રચસુ સુગુરૂ પસાય. ૧
સુરતબંદીરમેં અછે જિહાં જિહાં જિનવિહાર;
નામ ઠામ કહી દાષવું તે સુણજ્યો નરનારિ. ૨

## ઢાલ પ્રથમ.

સતુર સનેહી મોહના, એ દેશી.

સુરતનગર સોહામણું સોહામણા જિનપ્રાસાદો રે;
ગોપીપુરામાહે નિરષંતા ઉપનો અધિક આલ્હાદો રે. ૧
શ્રીજિનબિંબ જોહારીયેં ધારીયે જિનમુખ ચંદો રે;
તારીયે આતમ આપણો વારીયે ભવદુખફંદો રે. શ્રીજિન૰ ૨
પ્રથમ નમું આદિનાથને દેહરે ચૈત્ય ઉદારો રે;
બિંબ ચોદ આરસમેં ધાતુમય ચિત ધારો રે. શ્રીજિન૰ ૩
એકલમલ પંચતીરથી પાટલી નેં પટ જાણું રે;
સર્વ થઇ શત હોય નેં બોહોત્તર અધિક વષાણું રે. શ્રીજિન૰ ૪
બીજે શ્રીશાંતિનાથને દેહરે શ્રીજગદીસો રે;
દ્વાદસબિંબ પાષાણમેં પંચતીરથી ત્રીસો રે. શ્રીજિન૰ ૫

એકલમલ પટ પાટલી એકતાલીસ વિરાજેરે;
આસીબિંબ સર્વે થઇ જિનમંદીરમાંહે છાજેરે. શ્રીજિન૦ ૬
ત્રીજે શ્રીધર્મનાથને દેહરામાંહે સુણો સંતોરે;
સુરજમંડણ પાસજી ભૂયરામાંહે ભગવંતોરે. શ્રીજિન૦ ૭
ચોવીસબિંબ પ્રાષાણમેં સાત રતનમેં દીપેરે;
એકસો સીતેર ધાતુમેં નિરષંતા નયન ન છીપેરે. શ્રીજિન૦ ૮
ચોથે સંભવનાથને પ્રાસાદે પ્રભુ ભેટ્યા રે;
એકવીસબિંબ પાષાણમેં પૂજંતાં પાતક મેટયારે. શ્રીજિન૦ ૯
ચોવીસવટા પંચતીરથી એકલમલ પટ જાણોરે;
એકસો ઇકોતેર ધાતુંમે સર્વ સંખ્યાયેં પ્રમાણોરે. શ્રીજિન૦ ૧૦
પાંચમે શ્રીમહાવીરજી ભૂવનબિંબ અતિ સોહેરે;
પાંચ પ્રભૂ પાષાણમેં નિરષંતા ભવિમન મોહેરે. શ્રીજિન૦ ૧૧
એકલમલ પંચતીરથી પાટલીયેં પ્રભુ ધારો રે;
એકતાલીસ સર્વે થઇ ધાતુમય સુવિચારો રે. શ્રીજિન૦ ૧૨
શ્રીઘરઘર દેરાસરતણી હવે કહું સંખ્યા તેહોરે;
સુરા રતનના ઘરથકી પંચોતેર છે જેહો રે. શ્રીજિન૦ ૧૩
તિહાં નિજબિંબ સોહામણા ધાતુમે પાષાણોરે;
સર્વ થઇ સવાપાંચસેં વાંદો ચતુર સુજાણોરે. શ્રીજિન૦ ૧૪
ઢાલ પ્રથમ પૂરી થઇ પુરા કહ્યા પાંચ પ્રસાદોરે;
સાહાજી લાધો કહે નિત્યપ્રતે રણઝણ ઘંટાનાદોરે. શ્રીજિન૦ ૧૫

## દુહા.

પંચ્યોતેર દેરાસરે દેહરા પાંચ વિસાલ;
સવાતેરસે બિંબને વંદન કરૂ ત્રિકાલ. ૧
ખપાટીયાચકલાતણા દેહરાસર છે જેહ;
અભિનંદન જિન દેહરે હવે હુ પ્રણમુ તેહ. ૨

## ઢાલ બીજી.

મુની માનસરોવર હંસલો, એ દેશી.

ગોપીપુરાથકી પાધરા ચાલો ચતુર મન લાયો રે;
ખપાટીયે ચકલે જઇ વંદો શ્રીજિનરાયો રે. ૧
શ્રીજિનબિંબ જોહારીયે વારીયે કુમતિકુસંગો રે;
મોહમિથ્યાત નીવારીયે ધારીયે જિનગુણ રંગો રે. શ્રી૦ ૨
પ્રથમ નમુ જિન દેહરે અભિનંદન જિનચંદો રે;
છયાસી બિંબ પાષાણમે ભાવસુ ભવિ વંદો રે. શ્રી૦ ૩
ધાતુમે અંખ્યા કહું હોયસત ને અડસઠ્ઠો રે;
પાંચ રતનમે સર્વે થઇ તીનસયા ગુણસઠ્ઠો રે. શ્રી૦ ૪
ઘર ઘર દેરાસરતણી સંખ્યાયે ચોવીસો રે;
એકસો બ્યાસી બિંબને પ્રણમીજે નિસદિસો રે. શ્રી૦ ૫
તિહાથી કેલાપીઠે જાઇયે સરાસુધી સુજાણો રે;
ઉગણીસ દેરાસરતણી બિંબસંખ્યા હવે જાણો રે. શ્રી૦ ૬

દોયસયા પાંચ ઉપરે પ્રણમી કર્મનિકંદો રે;
કૃષ્ણજી વર્ધમાનને ઘરે પાસ ચિંતામણી વંદો રે. શ્રી૦ ૭
તિહાંથી વડાચૈટાભણી જઇ જિનબિંબને વંદો રે;
વાઘજી ચીલંદાની પોલમેં ભેટયા અજિત જિણંદોરે. શ્રી૦ ૮
એકાદસ પાષાણમેં ધાતુમે તેર ધારો રે;
દેહરે શ્રીજિન પ્રણમતાં પામીજેં ભવપારો રે. શ્રી૦ ૯
સાહા કેસરીસંઘને ઘરે દેહરૂ એક વિસાલો રે,
મૂલનાયક પ્રભુ વાંદીયેં અજિતજિણંદ ત્રિકાલો રે. શ્રી૦ ૧૦
એસી બિંબ પાષાણમેં ધાતુમય હવિ સુણીયેરે;
ત્રણસે ત્યાસી બિંબને પ્રણમી પાતક હણીયે રે. શ્રી૦ ૧૧
વાઘજી વીલંદાની પોલથી વડે ચૌટે આવી રે;
નાણાવટ સાપુરતણાં દેરાસર નમો ભાવી રે. શ્રી૦ ૧૨
સંખ્યાઇં સર્વે થઈ દેરાસર ગુણસઠો રે;
બિંબ સંખ્યા સર્વે મલી છસયને અડસઠો રે. શ્રી૦ ૧૩
નેમીસર જિન દેહરે પારેષ પ્રેમજીને પાસે રે.
ઉપરેં સાંતિ સોહામણા પ્રણમુ અધિક ઉલાસે રે. શ્રી૦ ૧૪
અધ ઉરધ સર્વે થઇ આરસમેં બિંબ પંચો રે;
સુમોતેર પ્રભુ ધાતુમેં તેહમાં નહી ષલષંચો રે. શ્રી૦ ૧૫
ઢાલ બીજીમાંહે એ કહ્યાં દેહરા ચ્યાર પ્રમાણો રે;
દેરાસર સર્વે થઇ એકસો ને દોય જાણો રે. શ્રી૦ ૧૬

## દુહા.

સુરાથકી સાહાપુર લગે ત્રિણુ જિનભૂવન ઉદાર;
એકસો હોય દેરાસરે વાંદો જગ આધાર. ૧
ધાતુમેં આરસમેં બિંબ અછે તિહાં જેહ;
સાહાજી લાધો કહે હોયસહસ ભાવસું પ્રાણુમુ તેહ. ૨

## ઢાલ ત્રીજી.

નવમી નિરજરા ભાવના ચીત ચેતો રે, એ દેશી,

નાણાવટ સાપુરથકી ભવિ વંદો રે ચાલો ચતુર નરનારી; ભવિ૦
સોનીફલીયામાંહે જઇ ભ૦ શ્રીજિનબિંબ જોહાર. ભ૦ ૧
લાલભાઇના ડેલા તાંઇ ભ૦ દેરાસર છે ઇગ્યાર; ભ૦
એકસો સતાવન બિંબને ભ૦ પ્રણુમંતાં જયજયકાર. ભ૦ ૨
તિહાંથી વિલંદાવાડમાં ભ૦ દેહરાસરમાંહે દેવ; ભ૦
સંખ્યાઇ ચાદ સોહામણા ભ૦ કીજે નિત્યપ્રતે સેવ. ભ૦ ૩
બિંબ આરસના ધાતુમેં ભ૦ એકસોને અડવીસ; ભ૦
સરવાલે સરવે થઇ ભ૦ ભેડયા શ્રીજગદીસ. ભ૦ ૪
તિહાંથી અમલીરાણુમેં ભ૦ ગંધરપ ફલીયા મુઝાર; ભ૦
આઠ દેરાસર અતિભલા ભ૦ યાત્રા કરો નરનારિ. ભ૦ ૫
બિંબ ઇકોતેર જિનતણા ભ૦ નિરખંતા આણુંદ થાય; ભ૦
જિનપ્રતિમા જિન સારીખો ભ૦ પૂજંતા પાપ પુલાય. ભ૦ ૬

સૂરત શહેરના ચૈત્યની ભ૦ થઈ પુરણ જિનયાત્ર; ભ૦
તિહાંથી પુરામાંહે જઈ ભ૦ યાત્રા કરો ગુણપાત્ર, ભ૦ ૭

નવાપુરામાંહે દેહરે ભ૦ સોલસમાં શાંતિનાથ; ભ૦
ભૂયરામાંહે પ્રભૂ ભેટીયા ભ૦ મૂલનાયક જગનાથ. ભ૦ ૮

ત્રણ્ય બિંબ પાષાણમેં ભ૦ ધાતુમેં નવ સાર; ભ૦
દ્વાદસ બિંબ જોહારતાં ભ૦ ઉપનો હરષ અપાર. ભ૦ ૯

સૈયદપુરાને દેહરે ભ૦ હિદરપુરામાંહે જેહ; ભ૦
એકાદસ દેરાસરે ભ૦ જિનપ્રતિમા ગુણ ગેહ. ભ૦ ૧૦

સંખ્યાઈ સર્વે થઈ ભ૦ બિંબ એકસો વીસ; ભ૦
નગરથી બાહિર પુરાતણા ભ૦ ભેટીયા ત્રીભોવન ઈસ. ભ૦ ૧૧

સુરતથી મનમોદસુ ભ૦ જઈ રાનેર મુઝાર; ભ૦
શ્રીજિનબંબ જોહારીયે ભ૦ તે સુણજો નરનારિ. ભ૦ ૧૨

ભૂયરૂ એક અછે તિહાં ભ૦ ચૌદ દેરાસર સાર; ભ૦
એકસો ત્રહતાલીસ બિંબનઈ ભ૦ પ્રણમીજે બહુ વાર. ભ૦ ૧૩

સોનીના ફળીયાથકી ભ૦ જિનમંદિર છે એક; ભ૦
અઠાવન દેરાસરે ભ૦ રાનેર તાંઈ છેક. ભ૦ ૧૪

ઢાલ ત્રીજીમાંહે એ કહી ભ૦ બિંબ છસેય એકત્રીસ; ભ૦
સાહાજી લાધો કહે સમરીયેં ભ૦ ભાવસુ નિસદિસ. ભ૦ ૧૫

## દુહા.

સૂરતમાંહે ત્રણ ભૂયરા દેહરા દસ શ્રીકાર;
દોયસય પણતીસ છે દેહરાસર મનોહાર. ૧

સરવાલે સરવે થઇ બિંબ સંખ્યા કહું તેહ;
તીન હજાર નવસે અધિક બોહતેર પ્રણમું તેહ. ૨

## ઢાલ ચોથી.

કનકકમલ પગલા ઠવે, એ દેશી.

યાત્રા સુરત સહેરની એ કીધી અધિક ઉહલ્લાસ,
ભવિજન સાંભલો એ;
રાનેરતાંઇ ભાવસું એ પોહોતી મનતણી આસ. ભ૦ ૧

દેહરે દેરાસરતણી એ જિનપ્રતિમા છે જેહ; ભ૦
રચના ચૈત્યપ્રવાડની એ સંખ્યાયે કહી તેહ. ભ૦ ૨

એકીકી ગુણતાં થકાં એ પ્રતિમા ચ્યાર હજાર; ભ૦
સરવાલે સરવે થઇ એ સૂરત નગર મુઝાર. ભ૦ ૩

બિંબ પાષાણ ને ધાતુમેં એ રતનમય છે જેહ; ભ૦
વિગતેસું હવે વર્ણવું એ નરનારી સુણો તેહ. ભ૦ ૪

પાંચસે બિંબ પાષાણમેં એ માંહે રતનમય સાર; ભ૦
એકસો એક ચોવીસવટા એ ચૌમુખ પટ ચિતધાર. ભ૦ ૫

નવસેં દસ પંચ તીરથી એ પટ અઠયોતેર જાણુ; ભ૦
નવસેં બ્યાસી પાટલી એ નવ તિહાં કમલમંડાણ. ભ૦ ૬
એકલમલ છે ઇગ્યારસે એ અધિકી સડતાલીસ; ભ૦
સિધ્ધચક્ર કહ્યા હોયસે એ ઉપરે ગુણચાલીસ. ભ૦ ૭
ચોવીસવટાની ચોવીસગુણી એ પંચતીરથીની પંચ; ભ૦
અઠાણુગણી કમલની એ ચામુખે ચોવીસ સંચ. ભ૦ ૮
એકલમલ સર્વે થઇ એ સહસ દસ એકતાલ; ભ૦
સૂરતમાંહે જિનબિંબને એ વંદન કરૂં ત્રિણકાલ. ભ૦ ૯
જિનપ્રતિમા જિન સારીષી એ સૂત્ર ઉવાઇ મુઝાર; ભ૦
રાયપસેની ઉવાંગમાં એ સૂરીઆભને અધિકાર. ભ૦ ૧૦
નિક્ષેપા ચૌ જિનતણા એ શ્રીઅનુયોગદુયાર; ભ૦
ઠવણસત્ય જિનવર કહે એ ઠાણાંગે સુવિચાર. ભ૦ ૧૧
શ્રીજિનપૂજા ચાલતી એ ભાષો ભગવઈઅંગ; ભ૦
જ્ઞાતાસૂત્રે દ્રુપદી એ જિન પૂજે મનરંગ. ભ૦ ૧૨
ઇત્યાદિક સૂત્રે ઘણા એ જિનપ્રતિમા અધિકાર; ભ૦
સમકિત નિરમલ કારણી એ સિવસુખની દાતાર. ભ૦ ૧૩
ઉથાપક જિનબિંબના એ તેહનો સંગ નિવાર; ભ૦
સંકા કંખ્યા પરિહરી એ જિન પૂજો નરનારિ. ભ૦ ૧૪
ચોથી ચૈત્યપ્રવાડની એ ઢાલ થઇ સુપ્રમાણ; ભ૦
સાહાજી લાધો કહે જેહ ભણે એ તસ ઘરે કોડ કલ્યાણ. ભ૦ ૧૫

## દુહા.

જોણી રીતે જિમ સાંભલ્યું સંખ્યા કીધી તેહ;
અધિકું ઉંછું જે હોય મિચ્છાદુક્કડ તેહ. ૧

સતરસેં ત્રાણુંવગેં યાત્રા કરી મનકોડ;
વર્તમાન જિનબિંબની યુગતે કીધી જોડ. ૨

## ઢાલ.

### રાગ ધન્યાસી.

ઇમ ધન્નો ધણુનેં સમજાવે, એ દેશી.

યાત્રા સૂરતબિંદીર કેરી કીધી સેરી સેરી જી,
ટાલી ભવોભવ ભ્રમની ફેરી સિવરમણી થઇને રીજી જી.

ઈણીપરે શ્રીજિનબિંબ જોહાર્યા દુરીગતના દુષ વાર્યાજી;
આતમગુણ અનુભવસુ વિચાર્યા એ પ્રભૂ તારણહારાજી ઈ૦ ૨

સમકિત સુદ્ધ દસા આરોપી કુમતિલતા જડ કાપીજી;
કીરત તેહની જગમાં વ્યાપી જેણે જિનપ્રતિમા થાપીજી. ઈ૦ ૩

આગમ અધ્યાતમના અંગી સ્યાદવાદ સતસંગીજી;
નય પ્રમાણ જાણે સપ્તભંગી તે જિનપ્રતિમા રંગીજી. ઇ૦ ૪

જિનપ્રતિમા જિન સરીષી જાણી ભાવસુ પૂજો પ્રાણીજી;
સીવસુખની સાચી સહિનાણી ભાષી ગુણધર વાણીજી. ઇ૦ ૫

જિનગુણ સમ નિજગુણ અવધારી જિનપ્રતિમા સુખકારીજી;
ઉપાદાનમાહેં સુવિચારી નિમત્ય સબલ ઉપગારીજી. ઇ૦ ૬
કટુકગછેં કલ્યાણ વિરાજે સાહા લહુજી ગુણચંદાજી;
શોભણસી તસ પાટ પ્રભાવિક પંડિતમાંહે દિણંદાજી; ઇ૦ ૭
સંવત સતર ત્રાણુયા વરસેં રહી સૂરત ચોમાસેજી;
માગસિર વદિ દશમી ગુરૂવારે રચીઉ સ્તવન ઉલ્લાસેજી. ઇ૦ ૮
તપગછનાયક સુજન સુખાયક વિજયદયાસૂરિરાજેજી;
સાહા લાલચંદતણા આગ્રહથી રચના અધિક વિરાજેજી. ઇ૦ ૯
અધિકું ઉછ જે હોય એહમાં શુધ્ધ કરજ્યો કવિરાયાજી;
સાહાજી લાધો કહે સૂરતમાંહે હરષસુ જિનગુણ ગાયાજી. ઇ૦ ૧૦

ઇતિ શ્રીસૂરતનગરની ચૈત્યપ્રવાહની સંખ્યાનું સ્તવન સંપૂર્ણ સર્વગાથા ૮૧ શ્રીસૂરતમધે દેહરા ૧૦ છે દેરાસર ૨૩૫ ભૂયરા ૩ પ્રતિમા એકેકી ગણતા ૩૯૭૮ પંચતીરથીની ૫ ચોવીસવટાની ૨૪ એકલમલ પટ પાટલી સિદ્ધચક્ર કમલ ચૌમુષ સર્વે થઇને ૧૦૦૪૧ છઇ.



॥ अर्हम् ॥

विनयविजयोपाध्यायविरचित.

# सूर्यपुरचैत्यपरिपाटी.

પૂજીએ પૂજીએ પ્રથમ તિર્થંકરૂ એ,
ત્રિભુવન ત્રિભુવન દીવક દેવ તો;
સેવ કરૂં મન રંગસ્યું એ,
સૂરતિ સૂરતિપુર સિણગાર કે;
પૂજીએ પ્રથમ તીર્થંકરૂ એ.

ત્રુ૦

પૂજીએ પહિલું પ્રથમ જિનવર ભુવન દિનકર જગિ જયો,
જિન રૂપ સુંદર સુગુણ મંદિર ગાયવા ઉલટ થયો;
સવિ નીતિ દાષી મુગતિ ભાષી આપ જગ સાષી થયો,
રસરંગ ચાષી દુરતિ નાષી અષયસુષ સંગમ લયો. ૧

સોલમા એ સોલમા એ સાંતિજિણેસરૂ એ,
સૂરતિ સૂરતિપુર સિંણગાર કે;
અચિરાકુંઅર ગુણનિલો એ,
વિશ્વસેન વિશ્વસેન રાય મલ્હાર તો;
સોલમા સાંતિ જિણેસરૂ એ.

ત્રુ૦

સોલમા શાંતિજિણંદ પામી કુમતિ વામી મઈ સહી,
હવિં ભજું સ્વામી સીસ નાંમી અંતરજામી રહું ગ્રહી;
મલપરિં કમલા સબલ છાંડી પ્રીતિ માંડી મુગતિસ્યું,
જિનરાજ કમલા વરી વમલા પુણ્ય પ્રભુનું ઉલસ્યું. ૨

ધર્મ એ ધર્મ એ જિણેસર વંદિઈ એ,
આપઈ એ આપઈ ધર્મ ઉદાર કે,
પન્નરમો પરમેશ્વરૂ એ,
વિશ્વ એ વિશ્વતણો આધાર કે;
ધર્મ જિણેસર વંદિઇ એ.

ત્રુ૦

વંદિઈ ધર્મજિણંદ જગગુરૂ નયર સૂરતિમંડણો,
ભવ કષ્ટવારણ સુગતિકારણ પાપ તાપ વિહંડણો;
અનુભવી પદવી જેણુઈ અનુપમ ધર્મ ચક્કીસરતણી,
મુઝ પુણ્ય તરૂઅર ફલ્યો પામી સ્વામી સેવાસારણી. ૩

વામા એ વામા એ સુત સોહામણો એ,
સિવપુર સિવપુર કરો સાથ કે;
નાથ જયો ત્રીભુવનતણો એ,
સૂરતિ સૂરતિમંડણ નામ કે;
વામાસુત સોહામણો એ.

ત્રુ૦

વામાતણો સુત સદા સમરથ સેવકાં આધાર એ,
જગસૂખ મંદિર થંભ થોભણુ નોધારાં આધાર એ;
સસિ સૂર નુર સમાન કુંડલ મુકુટ મોટો મનહરઈ,
વલિ હાર હીરાતણો હિયડઈ તેજ તિહુઅણિ વિસ્તરઈ. ૪

સેના એ સેના એ નંદન જિનવરૂ એ,
સંભવ સંભવ સુખદાતાર કે;
સાર કરઈ સેવકતણી એ,
હયવર હયવર લંછણ પાય તો;
સેના એ નંદન જિનવરૂ એ.

ત્રુ૦

સેના એ નંદનતણી સેના મોહના મદ અપહરઈ,
પ્રભુતણુંઈ ચરણુંઇ રહ્યા સરણુંઇ અમર અલિ કલિરવ કરઈ;
પ્રભુતણી વાણી સુધાદાણી રસ સમાણી જાણીઈ,
ભવ તાપ ભાજી દૂરિ જાઈ જિન દવાનલ પાણીઈ. ૫

સેવું એ સેવું એ ધર્મ જિણેસરૂ એ,
પન્નર પન્નરમો જિનરાજ કે;
આજ સફલ મુઝ ભવ થયો એ,
લાધો એ લાધો એ કરૂણાવંત કે;
સેવો એ ધર્મ જિણેસરૂ એ.

ત્રુ૦

સેવીઍ ધર્મજિણુંદ જેહનઇ નમઇં સુરપતિ સુંદરી,
ગુણ ગીત ગાતી કરઈં નાટક ચરણિ નેઉર ઘૂઘરી;
કંસાલ તાલ મૃદંગ ભંભા તિવિલ વેણુ બજાવતી,
કરિ શસ્ત હસ્તક નમી મસ્તક પુણ્યપૂર ગજાવતી. ૬
સૂરતિ એ સૂરતીબંદિરમાહઈં કે,
સોહઈ એ સંઘ સુહંકરૂ એ;
ચોથા એ ચોથા એ જગદાધાર કે,
અભિનંદન મોરઈ મનિ વસ્યા એ;
સંવર એ સંવર એ કુલ સિણગાર કે,
સોહઈ એ સૂરતિબંદિરઈ એ.

ત્રુ૦

સૂરતિબંદિરમાહિં સોહઈ સુગુણ ચોથો જિનવરૂ,
સિદ્ધારથાનઇ ઉઅર સરવરિ પ્રભુ મરાલ મનોહરૂ;
કલ્યાણ કમલા કેલિમંદિર મેરૂ ભૂધર ધીર એ,
મુઝ ધ્યાન સંગિ રમો સામી તરૂઅરિં જિમ કીર એ. ૭
પાસ એ પાસ જિણેસર રાજીઉ એ,
જાસ એ જાસ વિમલ જસ રાસિ કે;
ત્રીભુવનમાંહઇ ગાજીઉ એ,
ઉંબર ઉંબરવાડામાહઇ કે;
પાસ જિણેસર રાજીઉ એ.

ત્રુ૦

રાણીઉ પાસ જિણંદ જયકર અષયસુષ આવાસ એ,
હરિસણઇં જેહનિં નાગ પામ્યો નાગરાજ વિલાસ એ;
ધરણિંદ પદમાવતી જેહનાં ચરણ સેવઇં ભાવસ્યું,
તસ પાય સુરતરૂ તલઇં રંગઇ વિનય મન સુષભરિ વસ્યું. ૮

સૂર જો સૂરતણો સુત સુંદરૂ એ,
સત્તર સત્તરમો ભગવંત કે;
કુંથું નમું આણંદસ્યુ એ,
સોહ એ સોહએ સૂરતિમાંહિ કે;
સૂરતણો સુત સુંદરૂ એ.

ત્રુ૦

સુત સૂર કેરો સોહઇં સૂરતિમાહિં સૂરતિ સાર એ,
પ્રભુતણી સૂરતિ દેષી મૂરતિ હોઇ હર્ષ અપાર એ;
મૃગમાનમોચન સ્વામિલોચન દેષિ મુઝ હઇડું ઠરઇં,
મકરંદભર અરવિંદ દેષી ભમર જિમ ઊલટ ધરઇં. ૯

બીજા એ બીજા એ વિજયાકુંઅરૂ એ,
ગજપતિ ગજપતિ લંછણ સ્વામિ તો;
નામિસયલસુષ સંપજઇં એ,
જિતસત્રુ જિતસત્રુરાય મલ્હાર તો;
બીજા એ વિજયાકુંઅરૂ એ.

ઢાળ

બીજા તે વિજયાકુંઅર જિનવર નયર સૂરતિ સોહ એ,
પ્રભુતણી મૂરતિ કષ્ટ ચૂરતિ ભવિકનાં મન મોહ એ;
જિનવદન સુંદર સુર પુરંદર દેખિ મનિ આણુંદ એ,
જિમ કમલ વિકસઈં દેખિ દિનકર કુમુદ જિમ નવચંદએ. ૧૦

વંદુ એ વંદુ એ પાસ ચિંતામણી એ,
દિનમણી દિનમણી તેજાનિધાન કે;
ધ્યાન ધરૂં સ્વામીતણું એ,
સુખ ઘણું સુખ ઘણું પ્રભુનઈ નાંમિ કે;
વંદુ એ પાસ ચિંતામણી એ.

ઢાળ

ચિંતામણિ શ્રીપાસ વંદું આણંદું સાહેલડી,
પ્રભુવદન ચંદ અમંદતેજઈં ફલી મુઝ સુષવેલડી;
અતિ રૂંડરૂં પ્રભુ ફણામંડલ દેષિ મુઝ મન ઉલ્હસઇં,
ઘન ઘટાડંબર દેષિ દહદિસિ મોર જિમ હઈડઈ હસઈં. ૧૧

તીરથ તીરથ સૂરતિ બંદિરઈ એ,
જુહારિયાં જુહારિયાં એહ ઇગ્યાર કે;
દુરગતિનાં દુષ વારીઆં એ,
ઊપનો ઊપનો અતિ આણંદ કે;
સૂરતિ તીરથ જુહારીયાં એ.

ત્રુ૦

જુહારિયાં તીરથ સહા સમરથ હરઇ સંકટ ભવિતણું,
એ તવન ભણતાં જાત્ર કેરાં દીઇં ફલ રલીઆમણાં;
ઘનસાર ચંદન સાર કેસર કુસુમચંગેરી ભરી,
પ્રભુચરણ અંચી પુણ્ય સંચી ભાવપૂજા મેં કરી. ૧૨
આવો એ આવો એ રાનેર જાઇએ,
પૂજીઇં પૂજીઇં રાજુલકંત કે;
સમરથ સામી સામલોએ,
ભેટીએ ભેટીએ ઋષભ જિણંદ કે;
આવો એ રાનેર જાઇએ.

ત્રુ૦

રાનેર ઇણિપરિ જિન જુહારી વલી મુઝ મન અલજયુ,
વડસાલિ જીરાઉલોસ્વામી વીરજિન ભેટણિ ગયો;
ઘણદીવિ ચિંતામણિ જુહારી નવસારી શ્રીપાસ એ,
હાંસોટ ભગવઈ દેવ પૂજી ફલી મનની આસ એ. ૧૩
તપગચ્છ તપગચ્છ હીર પટોધરૂ એ,
જેસિંગ જેસિંઅ ગુરૂ ગચ્છ સ્તંભ કે;
રૂપાઇ સુત તસ પટઈ એ,
વિજય એ વિજયદેવસૂરિંદ કે;
તપગચ્છ હીર પટોધરૂ એ.

૩૦

તપગચ્છિ હીર સમાન ગણધર વિજયસિંહસૂરિંદએ,
તસ ગચ્છભૂષણતિલક વાચક કીર્ત્તિવિજય સુખકંદ એ;
તસ ચરણ સેવક વિનય ભગતઇ થુણ્યા શ્રીજિનરાજએ,
સસિકલા સંવત વર્ષ વસુનિધિ ફલ્યા વંછિતકાજ એ. ૧૪

# પ્રકરણ ૨૧ મું.

# પ્રતિમાલેખો.

[સુરત-કલ્યાણ પાર્શ્વનાથનું દેરાસર, વડાચૌટા.]

[રા. રા. ડાહ્યાભાઇ મોતીચંદ B. A. L. L. B. વકીલ અને
રા. પોપટલાલ પુંજાભાઈ પરિખ.]

**૧ સં. ૧૫૦૯ વર્ષે** અષાડ સુ. ૧ શુક્રે શ્રી શ્રીમાલ જ્ઞાતીય મં. વીરમ ભાર્યા મેઘી તયોઃ સુતેન મં. ચંદ્ર નામ્ના ભા. સૂહવદે સુતમં પ્રથમા મં. સ્નારાણાદિ કુટુંબયુતેન નિજ શ્રેયસે શ્રી **શાન્તિનાથ બિમ્બં કારીતં નાગેંદ્ર ગચ્છે શ્રી ગુણસમુદ્ર સૂરિભિઃ** પ્રતિષ્ઠિતં શુભં ભવતું.

૨ સંવત્ **૧૫૬૫ વર્ષે** માઘ સુદિ ૫ ગુરૌ ઉકેશવંશે સો. પના ભાર્યા જીબાઇ પુત્ર પુણ્યપાલ ભાર્યા ફદુ નામ્ના સુતા પાર્વતી પૌત્રયુતયા **શ્રી શીતલનાથ બિમ્બં** કારાપિતં પ્રતષ્ઠિતં **શ્રી તપાગચ્છે શ્રી ઇન્દ્રનંદિસૂરિભિઃ** શ્રીરસ્તુ. શ્રીઃ શ્રી **અહમ્મદાવાદ** દૌહિત્ર ચાંપસી શા. હલુભા. બેટી સુયતા ફદુ નામ્ના કારિતં.

૩ **સંવત્ ૧૫૩૪** માઘ સુદ ૫ શુક્રે શ્રી શ્રીમાલ જ્ઞાતિય શ્રે. જેસા ભા. ગદૂ સુત પિટ બડૂયા મારૂ નાઇ સુત હાબા જૂઠાભ્યાં પિતુ શ્રેયસે શ્રી **અરનાથ બિમ્બં** કારતિં. **શ્રી પૂર્ણિમા પક્ષીય શ્રી. સાધુ સુંદર સૂરિનાં** ઉપદેશેન પ્ર. વિધિનાઃ

૪ **સંવત્ ૧૬૪૫ વર્ષે** વૈશાખ સુદિ પંચમી સોમે ઓશવાલ જ્ઞાતિય આઇંદિણા ગોત્રે સાંકું સાયં સા૦ શ્રીપાલ ભાર્યા સીતાદે પુત્ર શા. ચાંપસી ભાર્યા ચાંપલદે સુત સા૦ ગાવા ભાર્યા મુહણુદે સુત સા. શીવદત્ત ભાર્યા. સંસદેશ યુતેન શ્રી **આદિનાથ બિમ્બં** કારિતં શ્રી **ખરતર** ગચ્છે શ્રી **જિનસિંહ સૂરિ પટ્ટે** શ્રી **જિનચંદ્રસુરિભિઃ** પ્રતિષ્ઠિતં.

'સિદ્ધિ' અલાઇ ૪૨ **પાતિસાહ શ્રી અકબર જલાલદિ(ન) રાજ્યે.**

૫ **સંવત્ ૧૫૩૧** વર્ષે માઘ વદિ આઠમ સોમે શ્રીમાલ જ્ઞાતિય મં. વાચ્છા સુત મં. પૂંજા ભાર્યા લીલુ સુત મં. હીરા ભાર્યા હકુતયા સુશ્રેયસે શ્રી **અજીતનાથાદિ પંચતિર્થી આગમ ગચ્છેશ** શ્રી **દેવરત્નસૂરિ** ગુરુપદેશેન કારિતા પ્રતિષ્ઠાપિતા.

૬ **સંવત્ ૧૫૮૬** શ્રી **શાન્તિનાથ** સેવિક ભા. લીલુ સુત છાંછા કંસારી.

૭ **સંવત્ ૧૫૫૬** વર્ષે વૈશાક સુદિ ૩ શ્રી પ્રાગ વાટ જ્ઞા. વા૦ વિલા ભાર્યા મનીસુત વા. (વ્ય) હેમા સંઘા હેમા ભાર્યા હેમાદે પુત્ર દેવદાસ યુતેન સ્વ શ્રેયસે શ્રી **આદિનાથ** બિમ્બં કા૦ પ્ર૦ **તપાગચ્છ નાયક ભ.** શ્રી **હેમવિમલ સૂરિભિઃ** શ્રી.

૮ સંવત્ ૧૬૬૪ વર્ષે જેષ્ઠ સુદિ ૫ સોમ વૃદ્ધ શ્રી શ્રીમાલ જ્ઞાતિય સા. રામજી સુત મારૂતા ચંડ સુત સા મલજી નામ્ના સ્વ શ્રેયસે શ્રી પાર્શ્વનાથ બિમ્બં કા૦ પ્ર૦ તપાગચ્છે ભટ્ટારક શ્રી વિજયસેન સુરિભિઃ

૯ સંવત્ ૧૮૮૧ શાકે ૧૭૪૭ (પ્રવર્ત્તમાને) શ્રી અંચલ ગચ્છે શ્રીમાલા જ્ઞાતિય લીલ ખુમીબાઇ શાન્તિનાથ બિમ્બં કારાપિતં પ્રતિષ્ઠિતં ભ, આણંદસોમ સૂરિભિઃ

૧૦ સંવત્ ૧૫૧૬ વર્ષે ફા. શુ. ૩ શુક્રે શ્રી શ્રીમાલ જ્ઞા. મં. કુંજા. ભાર્યા ગોમતી પુત્ર ચાંપાકેન કુટુંબ યુતેન સ્વ શ્રેયસે શ્રી મુનિસુ-વ્રત સ્વામિ બિંમ્બં કા. શ્રી સાધુ૦ પૂર્ણિમા પક્ષે શ્રી પુણ્યચંદ્ર સૂરિણા મુ. પ્રતિ૦ શ્રી વિજયચંદ્ર સૂરિણાં વિધિના માતર વાસ્તવ્ય.

૧૧ સંવત્ ૧૪૭૦ (અક્ષરો ઘણા ઝાંખા છે. ઉકલતા નથી માટે લખ્યા નથી.) શ્રી આદિનાથ બિંમ્બ શ્રી ગુણસાગર સૂરિણાં પ્ર૦

૧૨ સંવત્ ૧૫૬૪ ચૈત્ર સુદિ ૫ શુક્રે શ્રી શ્રીમાલ જ્ઞા. મં. ડાહીયા સુ૦ સારંગ ભા૦ અજા સુ૦ ડામર રંગાભ્યાં પિતૃમાતૃ શ્રેયાર્થમ્ શ્રી પદ્મપ્રભસ્વામિ બિમ્બં કારાપિતં પ્ર૦ શ્રી ભ. શ્રી વિદ્યાશેખર સૂરિભિ પ્રતિષ્ઠિતં નાદિડા વાસ્તવ્ય.

૧૩ સંવત્ ૧૫૨૭ માઘ વદિ ૫ પ્રાગવાટ સં. મેઘા ભા. સામ્પુ સુત સ૦ શિવા ભા૦ શિસયાદે સુત જીણદત્ત ભા૦ રંગાઇ સુત પુંજાકેન પિતામહી શ્રેયસી શ્રી સંભવ બિમ્બં કા. પ્ર. તપા શ્રી લક્ષ્મિ-સાગર સૂરિભિઃ ચંપકનગર વાસ્તવ્ય.

૧૪ સ્વસ્તિ શ્રી **સંવત્ ૧૫૧૩ વર્ષે** વૈશાક સુદિ ૨ સોમ શ્રી પ્રાગવાટ જ્ઞાતિય મં. વરસીંગ ભાર્યા બાઈ મનુ પુત્રાદા૦ પુત્રેણુ દો. હાયીયા નામ્ના ભાર્યા શ્રી હીરૂસુત દો. અદાસદા માણીક શ્રીપતિ પ્રમુખ સ્વ કુટુમ્બ યુતેન શ્રી **આદિનાથ** બિંમ્બ **શ્રી વૃહત તપાગચ્છે ભ.** શ્રી **વિજયધર્મ સુરિપટ્ટે** શ્રી **વિજયસેનસૂરિભિઃ** પ્રતિષ્ટિતં.

૧૫ શ્રી સુરત **સંવત ૧૯૫૪** ના શ્રાવણુ વદિ ૪ વાર શુકરે શા. કસ્તુરચંદ હરખચંદની વતી ભાર્યા બાઈ જણાવે **આદિનાથ બિમ્બ** ભરાવી.

૧૬ **સંવત ૧૬૯૭** વર્ષે ફા. સુદ. ૫ સાનમા...જી નામ્ના શ્રી **આદિનાથ બિમ્બં** કા. પ્રતિષ્ઠિતં. **શ્રી વિજયસેન સૂરિભિ** શ્રીમાલ.

૧૭ થાવર શ્રી **શાન્તિનાથ** શ્રી **વિજયદાનસૂરિભિઃ**

૧૮ **સંવતત્ ૧૮૭૫** જેષ્ઠ સુદિ ૧૦ રવૌ શ્રી. શા...શ્રી રામ-કુવરના શ્રેયસે **સુવિધિ** બિમ્બં કારાપિતં પ્રતિષ્ઠિતં **વિજય-લક્ષ્મિ સૂરિભિઃ**

૧૯ શાહ શિવચંદ મંચ્છુભાઈની વહુ બેનકોરના નામની **સંવત્ ૧૯૫૧** પોષ સુદિ ૧૩ વાર બુધે.

૨૦ **સંવત ૧૮૬૬** વર્ષે વૈશાક સુદિ છઠ પોરવાડ જ્ઞાતિ વાદિદેવ.

૨૧ **સંવત્ ૧૬૯૭** વર્ષે ફાગણુ સુદિ ૫ સા. ધનજી ભા. ફૂલાં નામ્ના શ્રી પાર્શ્વનાથ બિમ્બં કા. પ્ર. શ્રી **વિજયસેન સૂરિભિ** શ્રીમાલ.

૨૨ **સંવત્ ૧૮૮૧** ચૈત્ર સુદિ ૨ **દેવસૂર ગચ્છે** કેવલબાઈ કરાપિતં ભ. **આણુંદસોમ સૂરિભિઃ** પ્રતિષ્ઠિતં.

૨૩ **સંવતત્ ૧૮૨૨** વર્ષે સા ક...સા. હતેન... પદ્મપ્રભ બિમ્બં પ્ર. શ્રી **પોશાલગચ્છે.**

૨૪ **સંવત્ ૧૮૮૧** શાહ તિલકચંદ...કપુર કરાપિતં **આણુંદસોમ.**

૨૫ શા. સીવચંદ મચ્છુભાઇ **સં. ૧૯૫૧** ના માગશર શુદિ ૩.

૨૬ **સંવત ૧૮૮૫ શુદિ.**

૨૭ શ્રી **શ્રીમાલી વિશા** જ્ઞાતિય સુરત પોતાની ભાર્યા બાઇ કસ્નાએ ભરાવી **અનંતનાથ ૧૯૫૦ વૈશાક** સુદિ સાતમ શુકરે શુભમ્.

૨૮ ભરૂચ બાઇ ખીમકોર શા. કલ્યાણચંદના ધણીયાણી.

૨૯ બાઈ ડાહી સંવત **સંવત ૧૯૫૫** ના ફાગણ સુદિ બીજ રવેઉ. શાહ ફીકાભાઇ.

૩૦ **સંવત ૧૯૫૧** ના શ્રાવણ સુદિ ૧૦ બુધે **ચંદનપ્રભુજીની** પ્રતિષ્ઠા કરાવી શાહ નવલચંદ લખમીચંદ શ્રીમાલી જ્ઞાતિય.

૩૧ દીપચંદ ગુલાબચંદ (પાર્શ્વનાથ)

૩૨ વખતચંદ્રેણ અજીતનાથ.

૩૩ વખતચંદ્રેણ સંભવનાથ.

૩૪ **સંવત્ ૧૮૫૭** જેઠ સુદિ ૧૦ રવૌ શ્રીમાલી જ્ઞાતિય...પ્રતિષ્ઠિતં શ્રી **વિજયલક્ષ્મિ સૂરિભિ: ચંદ્રપ્રભ બિમ્બં** કારાપિતં.

૩૫ **સંવત ૧૮૮૧** વૈ. શુ. ૬ **દેવસુર ગચ્છે** શાહ પ્રેમચંદ કપુરચંદ કરાપિતં.**આણુંદ સોમ સૂરિભિ:** પ્રતિષ્ઠિતં (શ્રી વિમલ ભાષ્ય.)

૩૬ **સંવત ૧૭૪૬** વૈશાક વદિ બીજ દિન્રધ્ધોકે૦ જ્ઞા૦ સ. ડાયકરણ ભાર્યા બાઇ હસુ નામ્ના શ્રી **કુંથુનાથ બિમ્બં** કા. પ્ર. **તપા–શ્રી વિજયસૂરિભિ:**

૩૭ **સંવત ૧૬૬૪** વર્ષે જેષ્ટ સુદિ ૫ વૃદ્ધ ઉકેશ જ્ઞાતિય બાઇ માનબાઇ નામ્ના શ્રી **પાર્શ્વનાથ બિમ્બં** કા. પ્ર. **તપાગચ્છે વિજયસેનસૂરિભિ:**

૩૮ **સંવત ૧૬૬૧** વર્ષે વસીતય સોમ **બલાશર વાસ્તવ્ય** પ્રાગવાટ જ્ઞાતિય વૃ૦ નાનજીકેન શ્રી **પાર્શ્વનાથ** બિમ્બં કા. પ્ર. **તપાગચ્છે ભ. વિજયસેન સૂરિભિ:**

૩૯ **સંવત ૧૮૫૭** જેષ્ઠ સુદિ દશમ બેન કુવરના પ્રતિષ્ઠિતં ભ. શ્રી **વિજયલક્ષ્મિ સૂરિભિ: સુમતિ** જિનબિમ્બં કારાપિતં.

૪૦ **વિનયવિજય** લા૦ માકજીનામ બા૦ ૧૭૨૦ કારિત **શાન્તિ બિમ્બં** પ્રતિષ્ઠિતં ચ **તપગચ્છે.**

૪૧ **સંવત ૧૮૨૨** માહ વદિ ૫ શ્રી **વિજય ઉદયસૂરિભિ:** પ્રતિષ્ઠિતં શા. આશાજી વિરાડા ભરાપતિં **પાર્શ્વનાથમ્.**

૪૨ સંભવનાથ બિમ્બં કા. પ્રતિષ્ઠિતં **તપાગચ્છે વિનયવિજય.**



# પ્રકરણ ૨૨ મું.

## નગરશેઠાઈ પણ પ્રાચિન, તે પણ વળી જૈનનીજ.

સુરતના હાલના નગરશેઠ શ્રીયુત બાબુભાઇ ગુલાબભાઈ સુરત શહેરના એક આગેવાન છે. તેઓ જૈન છે અને સુરતની નગર શેઠાઇ પેઢીદર પેઢી તેમના કુટુમ્બને મળતી આવી છે. તેઓ જૈન હોઇ તેમના કુટુમ્બ સાથે જૈનોનો ઈતિહાસ અને જૈનોની પ્રાચિન જાહોજલાલીનું સ્મરણ જળવાઈ રહ્યું છે. લગભગ ૧૬મી સદીથી તો તેમનો જવલન્ત ઇતિહાસ મલી આવે છે. આથીજ તેઓશ્રીનું કુટુમ્બ જૈનોનું ગૌરવ છે. જૈનોની પ્રાચિન જાહોજલાલીનું સ્મરણ તેમના કુટુમ્બ સાથે જળવાઈ રહ્યું હોવાથી તે ઇતિહાસ જાહેરની જાણ માટે આપવો ઉચીતજ લેખાશે:—

અત્યારના નગરશેઠ શ્રીયુત બાબુભાઇ ગુલાબભાઈની આઠમી પેઢીએ લાલદાસ વિઠ્ઠલદાસ થયાં, તેઓ એક મોટા દલાલ હતાં. ઈસ્ટ ઇન્ડીયા કંપની પંદર સોળ સૈકામાં પ્રથમ સુરતમાં આવી અને પોતાનું થાણું નાખ્યું ત્યારથીજ લાલદાસભાઈનો સબંધં કંપની સાથે જોડાયો અને તેઓ કંપથીના દલાલ નિમાયા. આ રીતે કંપની સાથેનો તેમનો સબંધ શરૂ થયો.

લાલદાસભાઇના પુત્ર જગન્નાથભાઈ થયા. જગન્નાથ ભાઇની કારકિર્દી યશસ્વી છે. તેઓ મહાપુરૂષ હતાં. બુદ્ધિ અને શકિત ઉભય તેમને વર્યા હતાં. નગરશેઠ તરિકેની સાચી જાહોજલાલી તેમના સમયથીજ શરૂ થઇ. પાછળથી સત્તામાં આવતાં કંપનીએ જગન્નાથભાઇને સોનાનો ચાંદ આપ્યો અને ૩૦૦૦ ઘોડેસ્વારની સુબેદારી અર્પી અને તે સાથે તેમની નગરશેઠ તરિકેની નિમણુક કાયમ રાખી.

એ સમયે સુરતમાં દિલ્હીના બાદશાહની આણ વર્તતી દિલ્હીથી નિમાયેલા નવાબ રાજય ચલાવતાં, પણ જો એ નવાબ જુલ્મી હોય અગર નાલાયક હોય તો તેમને બર-તરફ કરાવવાની સત્તા સુરતના ચાર આગેવાનોને આપવામાં આવી હતી. તેમાં નગરશેઠ જગન્નાથભાઇ અને ભણશાલીજી મુખ્ય હતાં. તેઓ બન્ને જૈનો હતાં. આથી પણ જૈનોની જાહોજલાલીની પ્રાચિનતા સમજાશે.

જગન્નાથભાઇને સત્તા હતી અને એ સત્તા દાખવવા જેટલી શકિત પણ હતી. તેમની શક્તિ સમજવા એક ઉલ્લેખ મલી આવે છે. નર્મગદ્ય પાને ૨૮૪ લેખકે જણાવે છે કેઃ—

'એક દંતકથા જણાવે છે કે નવાબ અરચનના વખતમાં સુરતમાં એક જગન્નાથ કરીને શેઠીયો હતો, તે એક વખત નવાબને મળવા ગયો ત્યારે નવાબે મશ્કરીમાં તેને કહ્યું કે તને કદાચ હું હમણા પકડી

મારી નખાવું તો તારૂં આ જમૈઆએ શું ચાલે ? તે વખતે જગન્નાથે પોતાની કમરમાંથી એક પીસ્તોલની જોડ કાઢી બતાવી ને કહ્યું કે મારી પાસે આ ગોળી ભરેલાં બે હથીયાર છે તેથી એવી વખતે મારનારને એકવાર મારૂં અને પછી મરૂં. નવાબે એ વાત મનમાં રાખી મુકી અને હસીને બીજી વાતો કરવા માંડી. જ્યારે જગન્નાથ ઉઠયો ત્યારે પછવાડેથી અરબો પાસે તેને પકડાવીને વહાણમાં ચઢાવી દીધો. તે વેળા જગન્નાથની સાથે એક મેંધો કરીને ચાકર હતો. તેના હાથની રૂ. ૨૦૦)ની વીંટી વહાંણમાં અરબોને તેણે ઉતારી આપીને બંને જણ છુટા થઇ તાપીમાં પડી તરતાં પેલેપાર નીકળ્યાં અને સુંવાળીમાં એક વેરાગીને ત્યાં સંતાયા. પછી તેઓ ત્યાંથી વડોદરે જઇ રહ્યાં. જ્યારે નવાબને ખબર પડી કે જગન્નાથ વડોદરે છે ત્યારે ત્યાંથી પકડી મંગાવવાની તગબીર કરી. જગન્નાથ પુણે જઇ પેશ્વાને મળ્યો અને પછી તેની સુરતમાં ચોથ ઘલાવી. પુણેથી દયારામ ચોથીયો સુરતમાં આવ્યો ને હાલ જે દયારામ ઝવેરીની હવેલી કહેવાય છે તે તેણે બંધાવી છે.'

તેમણે કંપની સાથેનો સબંધ સારી રીતે વધાર્યો તે સાથે સુરતમાં પણ તેમની પ્રતિષ્ઠા અને લાગવગ જબ્બર હતાં. મુગલ બાદશાહ તરફથી નગરશેઠ તરિકે તેમની નિમણુક થઇ, એજ જૈનોની જાહોજલાલીનું પ્રત્યક્ષ સુચન છે.

આ સમયે સુરતમાં બીજી પરદેશી કંપનીઓ ફ્રેન્ચ, પોર્ટુગીઝ, વલંદા વિગેરેની પણ હતી. વેપારની હરિફાઇ માટે એવી અફવા શહેરમાં ફેલાઇ કે ઇસ્ટ ઇન્ડીયા કંપનીને નાણાની ખેંચ છે. લેણદારોનો એ અફવા સાંભળી દરોડો

પડયો. તાત્કાલીક કોઈ પણ ઉપાય તે સમયે કંપનીના હાથમાં ન હતો. આવા કટોકટીના સમયે ઈસ્ટ ઈન્ડીયા કંપનીના એજન્ટે નગરશેઠ જગન્નાથભાઈને બોલાવ્યા અને પરિસ્થિતિ જણાવી. આથી જગન્નાથભાઈએ કંપનીને મદદ કરવા જણાવ્યું કે 'તમે મારા પર દરરોજ બાર વાગે લેણ-દારોને હુંડીઓ લખી આપજો! કંપનીના એજન્ટે ચાર દિવસ સુધી ઉપરા ઉપરી હુંડીઓ લખી આપી. એજન્ટને વિચાર થયો કે 'નગર શેઠ આ રકમો કેમ આપી શકશે?' આથી એજન્ટ પોતે નગર શેઠના ઘેર આવ્યા અને નાણાની ભરપાઈ માટે પૂછયું. જગન્નાથભાઈએ કશું પણ છુપાવ્યા સિવાય સત્ય હકિકત જણાવતાં કહ્યું કે 'તમારે ત્યાથી બાર વાગે જે હુંડીઓ લખાય તેના નાણા મારે ત્યાંથી સાંજે ચાર વાગે અપાય. પણ મારા ઘર પછવાડી તળાવ અને ખીઠાઓ છે. (આ તળાવનું નામ નિશાન આજે નથી પણ ભાગાતળાવના લત્તા નામે ઓળખાતા ભાગમાં તે તળાવ હતું.) આથી સાંજના નાણા લઈ જવા એ લોકો માટે જોખમકારક હોઈ નાણા કોઇ લઇ જતા નથી અને તે સૌ રકમો મારે ત્યાંજ જમા થયેલી છે.' પણ આ રીતે જગન્નાથ ભાઈએ પોતાની પ્રતિષ્ઠા-લાગવગ-અને બુધ્ધિથી કંપનીની પ્રતિષ્ઠા જાળવી. આ ઘટના જૈનોની તે સમયની સત્તાનું સ્મરણ છે.

આ પરથી રાજ્યવહિવટમાં જૈનોની શું સત્તા હતી તે પણ સમજાશે.

આ જગન્નાથભાઈને ત્રણ જાગીરો મલી હતી. શનીયા અને પાલની એક જાગીર, બીજી ધમડાછાની અને ત્રીજી પુના કુમારીયાની જે પેશ્વા અને અંગ્રેજ સરકાર વચ્ચે ખાલસા થઇ. ઉપરની બે હજુ કાયમ છે.

જગન્નાથભાઈના પુત્ર નારણદાસ અને નારણદાસના પુત્ર લક્ષ્મીદાસ થયાં. બળેવનો તહેવાર જે સારાય હિંદમાં પુનમને દિવસે ઉજવાય છે તે દિવસે જૈનોની ક્ષયતિથિ હોવાથી પુનમને બદલે એકમના દિવસે બળેવ ઉજવવાનો રિવાજ આ લક્ષ્મીદાસના વખતમાં શરૂ કરાવ્યો જે અદ્યાપી ચાલું છે. જાહેર પ્રજામાં જૈનો પોતાનું મહત્વ કેટલું જાળવી શકતાં તે આ પરથી સમજાશે. નગરશેઠાઇ તેમના સમયમાં પણ ચાલુ રહી.

લક્ષ્મીદાસના પુત્ર નરસીંદાસ થયાં. તેમના વખતમાં સુરતમાં કુતરાનું હુલ્લડ થયું હતું જે તેમણે સરકાર અને પ્રજા વચ્ચે રહી સમાધાન કરાવ્યું હતું.

નરસીંદાસના પુત્ર નરોતમદાસ થયાં તેમના વખતમાં લાયસેન્સ ટેક્ષ માટે સુરતમાં જબ્બર હીલચાલ થઇ હતી, જે માટે બીજા આગેવાનો સાથે તેમના નેતૃત્વ નિચે પ્રજા અને સરકાર વચ્ચે સમાધાની થઇ હતી.

નરોતમદાસના પુત્ર ગુલાબભાઈ થયાં. નગરશેઠાઈ પેઢીદર પેઢી ચાલુ રહી. ગુલાબભાઇના પુત્ર તે આજના નગર શેઠ અને જૈન કોમના સંઘપતી શ્રીયુત બાબુભાઇ છે.

શ્રીયુત બાબુભાઇ પણ પોતાના વડવાઓની પ્રતિષ્ઠા જાળવી રહ્યાં છે, સુરતની પ્રજાના તેમજ જૈન કોમના જાહેર હીતના કાર્યોમાં પોતાનો આગેવાની ભર્યો ફાળો આપી રહ્યાં છે. સુરત જન સમાજમાં લાંબા સમયથી ચાલ્યો આવતો ઝગડો પતાવવા તેઓ ઘણા ઈન્તેજાર હતા. તે દૂર કરાવવામાં તેઓશ્રીએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો. હમણાંજ છેલ્લા હિંદુ મુસ્લીમ હુલ્લડમાં પણ તેઓશ્રી હિંદુ કોમના આગેવાન તરિકે પોતાનો ફાળો આપી પોતાની પ્રતિષ્ઠાને શોભાવી રહ્યા છે.

આ રીતે સુરતના નગરશેઠ અને જૈન સંઘપતીના કુટુમ્બનો ઐતિહાસીક વૃતાન્ત છે. જૈન કોમ સ્હેજે તે માટે મગરૂર થઈ શકે તેમ છે.



# પ્રકરણુ ૨૩ મું.

## ઉપસંહાર.

પ્રિય વાંચક,

સામાજીક સંસ્થાઓના નિવેદનો પૂર્ણ આ પુસ્તકનો ઉપસંહાર શું હોઇ શકે? અને હોય તો એટલુંજ કે બન્ધુ, તું શ્રીમાન્ હો વા રંક, યુવાન્ હો વા વૃદ્ધ, સમાજ સુધારક હો વા રૂઢી ચુસ્ત, ત્યાગી હો વા ભોગી, પ્રગતિકારક હો વા તેને અટકાવનાર, નવિન યુગનો વિચારક હો વા જુનવટનો રક્ષક હો, ગમે તે હો, પણ આ પુસ્તક તને કોઈ પણ કર્તવ્ય ક્ષેત્ર માટે કાંઈને કાંઇ સંતોષ અને વિચાર, વિચાર નહિ તો સલાહ, સલાહ નહિ તો સુચના, સુચના નહિ તો મહત્વાકાંક્ષા અવશ્ય આપશે. માનુષી પ્રત્યેક કૃતિ હરહંમેસ અપૂર્ણજ હોય છે અને રહેવાની. આથીજ આ પુસ્તકને અંગે પણ રહેલ દોષોને ક્ષંતવ્ય નજરે નિહાળી તેમાં રહેલ વસ્તુના આશયને, તેના ઉચ્ચ હેતુને બન્ધુ! તું અવશ્ય સ્વિકારજે.

લેખક વાસ્તવિક લેખકે નથી, ઉંડો વિચારકે નથી, સમાજ સુધારકે નથી, તેમાંનો કાંઈ પણ હોવાનો લેખકનો દાવો નથી. લેખક અને પ્રકાશકે કેવળ સેવા ભાવથી સમાજના હિતાર્થે અલ્પ પ્રયત્ન સેવ્યો છે. બાળકના કાલાં

ઘેલાં વચનોમાં પણ શુદ્ધાર્થ સમાયેલો હોય છે એજ રીતિએ આ પુસ્તક પણ તને અવશ્ય કાંઇને કાંઇ વિચારવાનું, સમજવાનું, આચરવાનું આપશે, તે તું સ્વિકારે એજ અમારી મહેચ્છા.

અન્તમાં બન્ધુ ! તું સમાજનેતા હો વા સુધારક, સેવક હો વા સેવાભિલાષી ગમે તે હો, હો તે હો, પણ સમાજના આ સૌ કર્તવ્ય ક્ષેત્રો પૈકી ગમે તે ક્ષેત્રમાં, જ્યાં જ્યાં તારો નિવાસ હોય ત્યાં ત્યાં યથાશકિત સેવા અર્પવાને નિશ્ચય કરે એજ આ પ્રયત્નની સફળતા લેખાશે.

અને યુવાન મિત્રો,

તમે તો આ પુસ્તકને કોઇ સંસ્થાનો રિપોર્ટ માની ફેંકી ન દેતાં આ પુસ્તકમાં જયાં ત્યાં તમારાજ વિચારોને પડઘો પાડવા, તમારીજ મહેચ્છાઓ આલેખવા, તમારીજ ભાવનાઓ સમાજના વડીલો પાસે રજુ કરવા અલ્પ પ્રયત્ન સેવાયેલો દેખાશે તેથીજ ઉપસંહારમાં તમને કાંઇક કહેવાની ફરજ સ્વીકારૂં છું અને તે,

મિત્રો,

તમે મહાગુજરાતના ગમે તે શહેર વા ગામડામાં વસતા હો પણ તમારે ત્યાં ઉપરના કર્તવ્ય ક્ષેત્રો તમારી સેવાની રાહ જોતાંજ હશે. આથીજ તમારે હૃદય હોય,

તમારામાં ભાવના બળ હોય, તમે સેવાના મહાન્ સૂત્રમાં માનતાં હો, તમે સમાજનો કોઈ પણ પ્રકારે અભ્યુદય વાંછતાં હો, સમાજમાં પ્રવર્તતી ત્રુટિઓથી તમારૂં હૃદય કકળતું હોય, તો તો તમારે જરૂર બ્હાર આવવું ઘટે.

સમાજમાં ઝીણી નજરે નિહાળશો તો યુવાનો માટે અનેક સેવાના ક્ષેત્રો નજરે ચડશે પછી તે કેળવણીના હો. સાહિત્યોધ્ધારના હો, ચૈત્યોધ્ધાર વા તિર્થોધ્ધારના હો, અગર તો સમાજ સુધારણાના હો.

આથીજ બન્ધુઓ, તમારે હવે વિચારવાનોય સમય નથી, શોભવાનોય સમય નથી, તમારે તો દોડવાનું છે. જ્યાં જ્યાં સેવાનું સ્થાન મળે, જ્યાં જ્યાં સમાજની ત્રુટિ જણાય ત્યાં ત્યાં તમારે પહોંચી વળવાનું છે. સમાજનું સાચું નેતૃત્વ તમારાજ ભાગ્યે લખાયેલું છે તે સ્પષ્ટ સાબીત કરવા તમારે બ્હાર પડવાની અનિવાર્ય અગત્ય આવી પડી છે અને તે તમારે સ્વીકારવીજ ઘટે.

અને સુરતના યુવાન્ મિત્રો,

તમારા ગૌરવનો તો આ ઇતિહાસ છે પણ એ ગૌરવ તમે પ્રાપ્ત કરેલું નહિ. એતો પૂર્વજોના વારસામાં મળેલું છે. એ વારસો સંભાળવો હોય, પૂર્વજોના સાચા પુત્રો કહેવડાવવું હોય, તો પૂર્વજોના કીર્તિ-મંદીર પર કળશ ચડા-

વવા એટલે મળેલાં ગૌરવમાં વૃધ્ધી કરવા આ સૌ કર્તવ્ય ક્ષેત્રોમાં યથાશકિત ફાળો આપવા બ્હાર પડવું જોઇએ. આ સૌ સંસ્થાઓ તમારી છે. તમારાજ પૂર્વજોની લક્ષ્મીનો તેમાં સદ્‌વ્યય થયો છે. અલબત્ત આ સૌ સંસ્થાઓમાં કાંઇને કાંઇ ન્યુનતાઓ નજરે ચડશે પણ તે સહાય્ય અને સદ્‌ભાવથી મીટાવી શકાય તેમ છે. આથીજ તમારી શકિત, વિચાર, સાહસ, બળ, અને લક્ષ્મીનો તેમાં સદુપયોગ કરવો જોઇએ. તેથીજ મિત્રો ! આ સૌ કર્તવ્ય ક્ષેત્રો પૈકી તમને જેજે પસંદ હોય તે તે સ્વિકારી તેમાંજ તમારી શકિતઓ સમર્પિત કરો એ અભ્યર્થના સાથે લેખક વિરમે છે.

